# સાત પગલાં સાથે

**'લગન ભાતીગળ ચૂંદડી**
**ક્યાંક કાળી, ક્યાંક કામણગારી.'**


લેખક - સંપાદક
**ડૉ. મંગુભાઈ પટેલ**
નિવૃત્ત રીડર, ઇતિહાસ વિભાગ
ગુજરાત યુનિવર્સિટી



પ્રકાશક

**શ્રી પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટ**
૦૨, કલિંગ કોમ્પ્લેક્ષ, માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે,
આશ્રમ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૯


**સાત પગલાં સાથે**


**લેખક - સંપાદક**
ડૉ. મંગુભાઈ પટેલ
૪૩૨/બી, મંથન ટ્વીન્સ, આલય અને
તન્મય ફ્લેટની બાજુમાં, જજીજ બંગ્લોઝ રોડ,
બોડકદેવ, અમદાવાદ-૫૪, ફોન : ૨૬૮૪૧૪૪૦



પ્રકાશક
**શ્રી પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટ**
૦૨, 'કલિંગ', માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે,
આશ્રમ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૯

ત્રીજી આવૃત્તિ : જાન્યુ. ૨૦૦૯

કિંમત : ૨૦

મુદ્રક :
હરેશ પટેલ
પ્રિન્ટોગ્રાફ
૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ,
માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે, બાટા શો-રૂમ પાછળ,
આશ્રમ રોડ, અમદાવાદ-૯, ● ફોન : ૨૬૫૮૪૯૬૩

# સમય વર્તે સાવધાન

કવિઓ અને નવલકથાકારોને સ્ત્રીને પરસ્પર વિરોધી ભાવોના સંમેલનરૂપે કલ્પી છે. તેની વિચિત્ર મનઃસૃષ્ટિ એ મનુષ્યના નિરંતર મનનો વિષય છે અને આ વિચિત્રતા મિ. બેઈનના શબ્દો બહુ સુંદર રીતે વર્ણવે છે. ''યોગીઓ અને નિરાશાવાદીઓને મન સ્ત્રી એ મૂર્તિમંત પાપ છે. સ્ત્રી પોતે ઘણી વાર પોતાની આકર્ષણ કરવાની તથા સમજવાની શક્તિ માટે ગર્વથી ફુલાય છે. કાયદામાં ઓછું સ્થાન પામી હોવા છતાં, પોતાના સૌન્દર્ય અને બુદ્ધિથી સ્ત્રીએ જગતના પ્રારબ્ધ ઉપર સામ્રાજ્ય ચલાવ્યું છે. દાન્તે, શેક્સપિયર, ગોઈથે અને બ્રાઉનિંગને તેણે જ પ્રેરણા આપી હતી. સ્ત્રીની આ મહાન શક્તિ માત્ર પશ્ચિમમાં જ દૃષ્ટિએ પડે છે એવું નથી, કરોડો હિંદુઓના જીવનમાં પણ મંડનમિશ્રની પત્ની સરસ્વતી; પાર્વતી (મા ઉમા); અભિમન્યુની માતા સુભદ્રા, અનસૂયા, સીતા, દ્રૌપદી, સાવિત્રી, અપલા, ઘોષા, ગાર્ગી અને દમયંતી એ જીવંત દૃષ્ટાંતોરૂપે રહી છે. ચાંદબીબી, અહલ્યાબાઈ અને ઝાંસીની રાણી લક્ષ્મીબાઈએ વિશાળ રાજ્યો ચલાવ્યાં છે. નૂરજહાં અને શિવાજીની માતા જીજીબાઈની અદ્‌ભુત શક્તિથી હિંદુનું ભાગ્ય બે વખત બદલાયું હતું. ખ્રિસ્તી મિશનરીઓ હંમેશાં યુરોપિયન સ્ત્રીઓના સ્વાતંત્ર્ય જીવન સાથે હિંદુ અને મુસલમાન સ્ત્રીઓના સંકુચિત જીવનની સરખામણી કરી બડાઈ મારે છે, પણ એ કેટલું સત્ય છે તે સ્ત્રી સ્વાતંત્ર્યના લેખકો જ બતાવી આપ્યું છે. કારણ કે, સ્ત્રીઓની પદવી યુરોપમાં હલકી થવાનું કારણ ઈવે ઈશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યાની બાઈબલની કથા અને તેને પરિણામે ઉત્પન્ન થયેલો દુરાગ્રહી બ્રહ્મચારીઓનો સ્ત્રીજાતિ માટેનો ધિક્કાર જ છે એમ તેમણે સિદ્ધ કર્યું છે. મનુસ્મૃતિ અને કુરાનમાં કેટલાક શબ્દો એવી ઉન્નત ભાવનાવાળા છે કે જે ખ્રિસ્તી ઉપદેશકોની સમસ્ત સ્ત્રીજાતિની તિરસ્કારયુક્ત અને અર્થહીન નિંદા કરતાં ઘણા જ વધારે ચઢી જાય છે. મનુ કહે છે : 'જ્યાં નારી પૂજાય છે ત્યાં દેવતા રમે છે.' પયગંબર કહે છે : 'સ્વર્ગ માતાના પગ પાસે છે.'

ફ્રેંચ ક્રાંતિ પછી યુરોપમાં જેટલા બનાવો બની ગયા તે સમયગાળામાં પરિવર્તન આશ્ચર્યકારક અને ઊથલપાથલ કરનારું બન્યું છે. સૌથી વધારે આશ્ચર્યકારક અને ઊથલપાથલ કરનાર તો સ્ત્રીઓનો પુરુષોના પંજામાંથી છૂટી સ્વતંત્ર થવાનો યત્ન છે.

મનુષ્ય જાતિના ઈતિહાસનું અધ્યયન કરનાર દરેક સમજુ માણસ કબૂલ કરશે કે, સ્ત્રીઓ તરફ કદી પણ યોગ્ય વર્તન કરવામાં આવ્યું નથી. સ્ત્રી પુરુષ કરતાં ઊતરતી છે એ સિદ્ધાંત દરેક પ્રજાએ દૃઢતાથી સ્વીકારી લીધો છે. પુરુષ-કાયદા રોપનારાઓએ સિદ્ધાંત રોપ્યો છે અને પુરુષોએ તેને વધાવી લીધો છે.

આ ક્રાંતિએ સ્ત્રીજાતિમાં પણ નવી આશા અને નવાં દૃષ્ટિબિંદુ પ્રેર્યાં. નવા જુસ્સાનો પહેલો ઊભરો ઈંગ્લેંડમાં સ્ત્રી-સ્વાતંત્ર્યનો પ્રથમ ઝેંડો ઉઠાવનાર મેરી વુલ્સ્ટન ક્રાફ્ટના Vindication of the Rights of Women એ પુસ્તકમાં હિંમતથી કરેલા દાવામાં દેખાય છે. તેણે સ્ત્રીજાતિનો કેળવણીનો હક્ક જુસ્સાથી રજૂ કર્યો હતો અને રાજકીય હક્કો માટે પણ સૂચના કરી હતી. પણ માતૃત્વની ભાવનાને એ વળગી રહી હતી. એણે શરૂ કરેલી લડત હવે સ્ત્રીઓના સંપૂર્ણ સમાન હક્કમાં પરિણામ પામી છે ને હવે રોકી શકાય તેમ નથી.



આજે ભારતની સ્ત્રીઓ આ માટે સભાન બની છે. પાશ્ચાત્યની ઘેલછામાં પડી છે, પણ પૂર્ણ રીતે તેનું પાશ્ચાત્યીકરણ થયું નથી એ આપણું સદ્‌નસીબ છે. એ ઉચ્ચ શિક્ષણ મેળવતી થઈ છે, વકીલાત કરતી થઈ છે, રાજકારણમાં સક્રિય બની છે. સંસદગૃહોમાં બેસતી થઈ છે. હૉસ્પિટલોમાં કામ કરતી થઈ છે. તેમ છતાં પરણવાની ના પાડતી, પોતાની ઈચ્છાથી બાળકોની સંખ્યા અટકાવતી, ગૃહ-વ્યવસ્થાથી વિમુખ થતી પોતાની જાતને કુટુંબ કે પ્રજા કરતાં પ્રધાનપદ આપતી જોઈએ છીએ ત્યારે લગ્ન અને માતૃત્વની ભાવના જોખમમાં મુકાય તેવો ભય લાગ્યા વિના રહેતો નથી. પાશ્ચાત્ય લોકો આનાં ખાટાં ફળો ચાખતા થઈ ગયા છે.

સ્ત્રી-સ્વાતંત્ર્યની હિલચાલ સ્ત્રીના અજ્ઞાનને લીધે નહિ, પણ પુરુષના સ્વાર્થને લીધે જ શરૂ થઈ હતી. પુરુષોએ પોતાના દાવ અજમાવ્યા એટલે ચડસાચડસીમાં સ્ત્રીઓએ પણ માગણીઓ રજૂ કરી. ભારતની સ્ત્રીઓ આમાંથી બાકાત રહી શકી નથી. આપણા સમાજ પર પણ યુરોપની અસર સારી કે ખોટી પણ જબરી તો છે જ.

ભારત અને અન્ય દેશો સ્ત્રીઓનાં સ્થાન-પદવીઓ જાતભાતનાં હતાં. દરેક સંસ્કૃતિએ સ્ત્રીની મુલવણી પોતાના અનુકૂળ ચોખઠામાં કરી છે. જૂની કહેવતમાં સ્ત્રી માટે એમ કહેવાતું : ''દેહ માટે સ્ત્રી સ્વર્ગ સમાન છે, આત્મા માટે શિક્ષા ભોગવવાના સ્થળ સમાન છે અને તિજોરી માટે નરક સમાન છે.''

૨૧ મી સદીના આગમન ટાણે સ્ત્રી-સન્માનની ભાવનાનો વિકાસ થયો છે. ''બુધે જાર-બાજરી, બુધે નાર પાંસરી''નો યુગ પૂરો થયો છે. પુરુષે જ સ્ત્રીને 'અબળા' બનાવી છે. આપણે ત્યાં સ્ત્રી દાસી ગણાય છે, તો યુરોપમાં શોભાની પૂતળી ગણાય છે. બંને એટલું જ નિંદા છે.

પ્રેમ વિનાનું લગ્ન એ જનસમાજનો મોટામાં મોટો સડો છે. સમાનતાવાદના મત પ્રમાણે સ્ત્રી અને પુરુષ સંપૂર્ણ રીતે સરખાં છે. મિ. બૅબેલ અને મિ. એચ. જી. વેલ્સ જેવા સમાનતાવાદીઓએ આ સત્ય ખુલ્લી રીતે સ્વીકાર્યું છે. બાળ-ઉછેરની ઉપેક્ષા કોઈ પણ દેશને પાલવી શકે નહિ. કોલરિજ સાચું જ કહે છે કે, ''માતા તે હજી માતા જ છે. પૃથ્વી ઉપરની પવિત્રમાં પવિત્ર વસ્તુ છે.''

બાળકનું સંરક્ષણ એ દરેક નવદંપતીની પ્રાથમિક અને અઘરી ફરજ છે. મજબૂત અને તંદુરસ્ત પ્રજા થાય તો જ દેશ આબાદ બને. બાળઉછેરની બાબતમાં બેદરકારી એ રાષ્ટ્રદોહ છે. કમનસીબે બાળકોને જન્મની સાથે જ અસહાયતા તથા દુઃખ વેઠવાં પડતાં હોય છે. એલેક્ઝાંડ્રિયાનાં ક્લેમંટે બાળકના જન્મ સમયના રુદનનો જે અર્થ કર્યો છે તેમાં ઘણું સત્ય સમાયેલું છે.

''ઓ મા! શા માટે તું મને આ દુનિયામાં લાવી? એમાં તો જેમ જિંદગી લંબાય તેમ મૃત્યુની સમીપ જવાનું છે... ઓ મા! જીવનનો પંથ ભયાનક છે. એના ઉપર દોડનારનું લક્ષ્યબિંદુ મૃત્યુ છે. આપણે મુસાફરી કરીએ છીએ તે જીવનનો પંથ કડવો છે. એના ઉપર ચાલનારનું વિશ્રાંતિસ્થાન તે કબર છે.'' જન્મ આપનારની જવાબદારી બમણી વધે છે તેમાં આનંદ સમાયેલો છે. બાળકને ભારરૂપ ગણનારાઓને એના આનંદની ક્યાંથી ખબર હોય? બાળકોને થતા રોગો, તેનો ખોરાક આપવાની નિયમિતતા, બાળકની તંદુરસ્તી એ બધી બાબતમાં સંચારનાં માધ્યમો હવે આપણું ધ્યાન દોરે છે, અને દરેક નવદંપતીએ તેનો લાભ

લેવો જોઈએ. શહેરમાં વસવાટ કરતી આધુનિક માતાઓ સ્તનપાન કરાવવામાં લજ્જા અનુભવે છે, એટલું જ નહીં, પોતાના શરીરનું સૌંદર્ય જાળવવા જતાં બાળકને નબળું પાડે છે. ગ્રામ્ય માતાઓને સ્તનપાન કરાવવાનો આનંદ લૂંટવો છે પણ પોષણયુક્ત આહારને અભાવે અને સખત પરિશ્રમને કારણે તેમને બાળલગ્નથી વહેલાં બાળ થવાથી તેઓનાં શરીર કંતાઈ જાય છે. પરિણામે બાળકોનું ભાવિ આપણે કુદરત ઉપર છોડી દઈએ છીએ.

હવે પ્રશ્ન થાય છે નોકરી કરતી મધ્યમ વર્ગની સ્ત્રીઓ અથવા કારખાનામાં કે ખેતમજૂરી કરતી સ્ત્રીઓ વગેરેનો. ઇતિહાસ તપાસીશું તો જણાશે કે, જ્યાં જ્યાં સગર્ભાવસ્થામાં અથવા બાળક ધાવતું હોય ત્યારે કામે જાય છે ત્યાં બાળમરણનું પ્રમાણ બહુ જ મોટું હોય છે. પાટીદાર કોમમાં ખેતમજૂરી ભારે શ્રમ માગી લે છે. ઘણી સ્ત્રીઓની સુવાવડ ખેતરે થઈ હોય અથવા હળે બળદને બદલે એને જોડી હોય તે દિવસો ઘણાં વર્ષો પૂર્વેના નથી. આને કારણે બાળઉછેરમાં સદંતર ઉપેક્ષા દેખાઈ છે.

સુખ એ જ ગૃહસ્થાશ્રમનો પ્રાણ છે, પણ આપણા સ્વભાવમાં લગ્નતા -Tenacity જ ક્યાં રહી છે? ક્યાં વફાદારી, પ્રજાધર્મ, અનુરાગ, કશું રહ્યું છે? પણ લગ્ન અનંતાનંદ અગાધ અનુભવ સાગરનું આર્ય સંસ્કૃતિનું ભવબિંદુમાંથી મળેલું એ મહારત્ન છે. એ જ્વલંત અને અમૂલ્ય છે. કેવળ કદર જોઈએ. આ પારસમણિ નહીં, પણ સત્યસ્વરૂપ સ્પર્શમણિ છે. જીવન સાથે એ સત્યનો જેટલે અંશે સ્પર્શ થશે તેટલે અંશે તને તેમાંથી માગીશ તે મળશે.

ભઈલ! લાકડાનું સાદું ગાડું હાંકવું કેટલું મુશ્કેલ હોય છે, તો આ તો સંસારશંકટને હાંકવાનું છે જિંદગીભર તૈયાર થઈ જા - સાવધાન.

હા, હવે એક બીજી વાત કહી દઉં. તારી માતા ગોરની મદદથી રવૈયો, ધૂંસરી, સાંબેલું, તીર વગેરેથી તેને પોંખશે. રવૈયો એટલે સંસારરૂપી ગોળીમાંનું મંથન કરી સત્ય શોધવાનું; ધૂંસરી એટલે સંસારનો ભાર વહન કરવાનો; સાંબેલું એટલે ખાંડણીએ ખંડાઈને શુદ્ધ બનવાનું અને તીર એટલે સંસારમાં આવતી મુસીબતોનો સામનો કરવાનો.

એ બધાં કૃષિઓજારો જીવન સાથે કૃષિ કેવી નિકટપણે જોડાયેલી હતી અને છે. એ બતાવે છે તેમ તેનો ખરો અર્થ - Implication રહસ્ય બતાવી સાનમાં ભાન કરાવી દેવામાં આવે છે.

આપણે પાટીદારો મૂળે જ અર્થ ગંભીર કોમ. એટલે આવી ગંભીર વાતોને સાનમાં સમજવાની ટેવ પાડી, બાકી કોઈ ઉલાળિયો કરે, તો તેને કોઈ પૂછતું નથી. ગામડાનો મહાપંડિત સપ્તપદીનો અર્થ અને તેની ગંભીરતા કેવી રીતે સમજાવે? નહિતર એમાં શું નથી? કેવળ સાત વાક્યની સપ્તપદી એટલે જ સારસર્વસ્વ, પણ એટલુંયે કોણ જાણે અને કોણ જણાવે? અહીંતહીં સમાજની અનુકૂળતા પ્રમાણે તેમાં ફેરફારો કરવા જોઈએ, બાકી સઘળું તેમાં છે.

બહાદુરી ક્યાં? ખાટલે કે પાટલે? પાટલે એટલે Working Table, નહીં કે, જમવાનો ખાટલો. અર્થાત્ બળબુદ્ધિ જે કંઈ સત્ય આપણી કને હોય તે Productionમાં બતાવવાનું છે કે Re-production માં? અસ્પર્શતાનું કેટલું ઘોર મહાપાતક હિંદુ-સમાજે



કર્યું છે તે આપણે વિચારી શકીએ છીએ, પણ એક બીજું એથીય ઘોર અને ન ભૂંસાય - ન ભુલાય તેવું મહાપાતક આપણે કરી રહ્યા છીએ તે પાપ છે અતિસ્પર્શતાનું. પાપ છૂટી રીતે સાચું જ કહી દઉં તો આપણે આપણી સ્ત્રીઓને ચૂંથી મારીએ છીએ તે છે. શરૂઆતમાં તે કદાચ દેવાંગના સમ દીપની પાંચાળી હોય છે, તે પૂતળીનું જતન આવડતું નથી અને તેના અતિયોગ અને અનિષ્ટયોગ Excess and Abuse થી આપણે તેને ચામડાંની નિસ્તેજ મ્લાન અને ફિક્કી પૂતળી બનાવી મૂકીએ છીએ. છેવટે એ પૂતળી પછી તો લુહારની ધમણ કે પખાલીની પખાલ જેમ સૂર કાઢતી મશક જેટલી જ ઉપયોગી અને આકર્ષક રહે છે! આપણે દરરોજ ચમારના કામથી પણ નિંદ્ય, અનુત્પાદક અને અર્થશૂન્ય કામ કરીએ છીએ.

આ જમાનામાં એક બદી ભયંકર ઉગ્ર સ્વરૂપમાં ફાટી નીકળી છે અને તે સ્વપત્ની વ્યભિચારની. પત્ની એટલે રક્ષાયલી, તેનાં સૌન્દર્ય, યૌવન, દીર્ઘાયુ, ભાવિ, મનોભિલાષ ઈત્યાદિનું રક્ષણ. न दोषो चर्मघर्षगात् માનનારા લોકો કેટલે અંશે કરે છે કે કરી શકનાર છે?

સામાન્ય અર્થના વ્યભિચાર ઉપરાંત પણ જે દાંપત્યજીવનમાં સહચારભાવ નથી સધાતો ત્યાં સહજીવન નથી. જ્યાં મુક્તમર્યાદિત જીવન નથી, જ્યાં 'સોડહં સોડહં સતી રટે સાડહં સાડહં કંથ, સેવે એકબીજા સદાયે સહચાર અનંત-એવી મનોદશા નથી, ત્યાં સહચાર નથી. તમારે અર્ધાંગનાને કેળવીને મનાનુકૂલા, મનોનુરૂપા, મનોહરા, મનોજ્ઞા, મર્મજ્ઞા, મર્મજ્ઞા વગેરે વગેરે બનાવવી પડશે. તેને તમારી શ્યામા, વામા, અધિકારિણી, સહચરી, સહધર્મચારિણી બનાવવી પડશે માટે પવિત્રતા વિનાનો પ્રેમ અને સંયમ વિનાની સ્વતંત્રતા એ કાચો પારો છે. પૂર્વાર્ધ તારે માટે છે, ઉત્તરાર્ધ તારી પત્ની માટે છે.

ભવિષ્યમાં નવા ચૈતન્યમયી ગૃહમાં સ્ત્રીએ અધિષ્ઠાત્રી તરીકે રાજ્ય કરવું જોઈએ. બધા કાર્યપ્રદેશોમાં માતૃત્વ એ સૌથી કઠિન અને ઉન્નત છે. આ કાર્યને ઉચિત સન્માન અપાય છે કે નહિ તેની પુરુષે તપાસ રાખવી જોઈએ. જેથી કહેવાતું આર્થિક સ્વાતંત્ર્ય ઉચ્ચપ્રતિની સ્ત્રીઓને પોતાની જાતિના માર્ગથી વિમુખ કરી ગૃહ અને મનુષ્યત્વના સર્વનાશ તરફ લઈ જાય નહિ. ભવિષ્યની સ્ત્રી શ્રેષ્ઠ માતા હોવી જોઈએ. જ્ઞાનના હકથી અને મૃદુતાના બળથી એ પોતાના ગૃહમાં સર્વોપરી બનવી જોઈએ. આ જ સ્ત્રી-સ્વાતંત્ર્યનું લક્ષ્યબિંદુ છે અને તેને જગતે વધાવી લેવું જોઈએ. પતિ અને પિતાની ક્રૂરતા સદાકાળ માટે નાશ પામો તથા પત્ની અને માતાનું પવિત્ર મનુષ્યત્વ ઉદય પામો એવી માન્યતાથી મનુષ્યજાતિના ઇતિહાસમાં નવું પાનું ઊઘડવાની આશા રાખી શકે. 'પતિએ પત્નીવ્રત લેવું અને પત્નીએ પતિવ્રત લેવું. એવી પરસ્પરની પુરુષ પ્રતિજ્ઞા તે લગ્ન.' ધન્યો ગૃહસ્થાશ્રમ.

શિષ્ટ સાહિત્ય દ્વારા સમાજનું નવઘડતર કરવાનું કાર્ય ઘણું કપરું છે છતાં શેઠ શ્રી કેશવલાલ વિ. પટેલ, શ્રી મણિભાઈ (ઘંટી), શ્રી મણિભાઈ (મમ્મી) અને શ્રી ચીમનભાઈ પટેલ અને અન્ય સદસ્યગણની દીર્ઘ દૃષ્ટિથી તેમાં પ્રગતિ થઈ રહી છે તે આવકાર્ય ને પ્રશંસનીય છે. આવા સાહિત્યની પસંદગી અને તેને ઓપ આપવાનું કાર્ય શ્રી જયંતીભાઈ પટેલ ચીવટથી અને ખંતથી કરે છે તે સૌ અભિનંદનને પાત્ર છે.

**- ડૉ. મંગુભાઈ પટેલ**

## પ્રસ્તાવના

કવિશ્રી ન્હાનાલાલે સાચું જ કહ્યું છે : **'આત્માને ઓળખે તે વર બીજા બધા પર'.** સંસાર યા સ્વર્ગમાં એવું કોઈ સ્થાન નથી, મનુષ્યજાતિને આપવામાં આવેલું એવું કોઈ કાર્ય નથી, એવું કોઈ સુખ યા દુઃખ નથી, ગુપ્ત 'હા' યા 'ના'-વાળી એવી કોઈ વાત નથી, કોઈ એવાં જીવન, મૃત્યુ વા જન્મ નથી, જેની કાંઈ પણ અગત્ય હોય, પરંતુ જેમાં સ્ત્રી ન હોય. 'સાચી ગૃહિણી જ્યાં જાય છે ત્યાં સદાય એની આસપાસ ગૃહ રચાઈ જાય છે'. સરસ્વતીચંદ્રના લેખક અને સુધારક શ્રી ગોવર્ધનરામે સાચું જ કહ્યું છે : 'સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, પ્રજા વિના રાજ્ય નથી... સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે.' આ બધા માટે લગ્ન અને કુટુંબની સામાજિક સંસ્થાઓ મજબૂત હોવી જોઈએ. મનુ ભગવાનનું એક સ્થળે વચન છે કે ઈશ્વરને જ્યારે સૃષ્ટિની રચના કરવાની ઇચ્છા થઈ ત્યારે તેમણે પોતાના શરીરના બે વિભાગ કર્યા તેમાંથી એક સ્ત્રી અને એક પુરુષને બનાવ્યાં. યુરોપ અને અમેરિકાની સુધરેલી મહાન પ્રજાઓ, જેઓનો મોટો ભાગ ખ્રિસ્તી ધર્મ પાળે છે તેઓ સ્ત્રીઓને ઘણું સારું માન આપે છે. તાજેતરમાં સંયુક્ત રાષ્ટ્રસંઘે કયો દેશ સ્ત્રીને કેટલું સન્માન આપે છે તેના આંકડા બહાર પાડ્યા છે. તેમાં ભારતનું સ્થાન ૫૮મું છે. ક્યાં ગઈ ભારતની સ્ત્રીસન્માનની પ્રાચીન ગરીમા?

ખ્રિસ્તી ધર્મપુસ્તક બાઈબલમાં સ્ત્રીને ઊંચું સ્થાન આપવામાં આવ્યું છે. બાઈબલમાં જણાવવામાં આવ્યું છે કે, પ્રથમ પુરુષ એડમ નિદ્રાવશ હતો તે વખતે તેના શરીરમાંથી ઈશ્વરે એક પાંસળી કાઢી લઈ, તેની સ્ત્રી બનાવી અને તે સ્ત્રીને એડમ પાસે લાવવામાં આવી. ત્યારે એડમે કહ્યું કે, This is now the bone of bones, she is the flesh of flesh. એટલે એ મારા શરીરનો જ ભાગ છે, મારાથી તે જુદી નથી. સેંટ ઓગસ્ટીન આ સંબંધમાં ખુલાસો આપે છે કે, પુરુષ પર પ્રભુત્વ કરવા માટે સ્ત્રીને બનાવવામાં આવી હોત તો, તેને પુરુષના મગજમાંથી બનાવવામાં આવી હોત. તેની દાસી થવાને સ્ત્રીને ઉત્પન્ન કરવામાં આવી હોત, તો તેને તેના પગમાંથી ઉત્પન્ન કરવામાં આવી હોત; પરંતુ, સ્ત્રીને પુરુષની પાંસળીમાંથી, પડખામાંથી બનાવવામાં આવી, તે જ બતાવી આપે છે કે, ઈશ્વરે તેને પુરુષની સહચરી બનાવી છે, તેને સમાન પંક્તિમાં મૂકી છે. મેથ્યુ હેન્ફ્રિ નામના વિદ્વાનનું પણ તેવા જ પ્રકારનું કહેવું છે.

પુરુષની બાજુમાંથી લીધેલી પાંસળીની સ્ત્રી બનાવવામાં આવી હતી. તેના



પર સત્તા ચલાવવાને તેના મગજમાંથી નહિ, પણ તેની સમાન થવાને તેની બાજુમાંથી તેના હાથથી રક્ષક અને તેના હૃદયથી પ્રેમ મેળવવાને બનાવવામાં આવી હતી.

સ્ત્રીની ઉત્પત્તિ વિષે મહાભારતમાં પણ સુંદર કલ્પના છે. તેમાં એક સ્થળે કહેવામાં આવ્યું છે કે, સૃષ્ટિનાં જુદાં જુદાં પ્રાણીઓમાં જે કાંઈ સારું હતું તેમાંથી સૌન્દર્ય અને સદ્ગુણમાં સંપૂર્ણ તેવી પ્રથમ સ્ત્રી બ્રહ્માએ ઉત્પન્ન કરી.

દંપતી-યુગલ માટે કહી શકાય, 'સલાહ વખતે બે; તાપણી આગળ એટલે ઘરના આનંદમાં પણ બે; જગતની વ્યવહારજાળમાં પણ બે, જીવનમાં ઉત્તમ કર્તવ્યોમાં - પરમાર્થમાં પણ બે વિદ્યાના ઊંડાણ અને મનના રહસ્યને પહોંચવાને પ્રત્યેક માટે લમ્બસૂત્ર પણ બે!' આ બે ભેગા એટલે **'સાત પગલાં સાથે'.**

થોડાંક વર્ષો પહેલાં આ પુસ્તકની દશ હજાર જેટલી નકલો ચપોચપ ઊપડી ગઈ હતી. લગ્નમેળામાં, સમૂહલગ્નોમાં વિચારશીલ આગેવાનો આ પુસ્તકને ભેટ આપતા હતા. વિદાય વખતે દીકરીની મા તો તેને મીઠાઈનો ડબ્બો ભરી આપશે, પણ અમે આ પુસ્તક દ્વારા નવંદપતીને યોગ્ય જીવનભાથા સાથે વિચારભાથું પણ ભરી આપશું.

પુસ્તક અપ્રાપ્ય બનતાં બીજી આવૃત્તિ પ્રગટ કરવાનું વિચાર્યું. આ આવૃત્તિ પણ નવયુવક-યુવતીઓમાં આદર પામશે જ. ઉમિયાદર્શનના તંત્રીશ્રી જયંતીભાઈનો સાથસહકાર અને ઉત્સાહ ન મળ્યો હોત, તો આ શક્ય બની શક્યું ન હોત. ઘેરઘેર સારું સાહિત્ય પહોંચે અને વંચાય એ તેમની નેમ છે.

અને છેલ્લે **સાત પગલાં**નો આધાર પ્રેમ, વિશ્વાસ, અને સમજણ પર રહેલો છે. અમેરિકન કવિ લૉંગફેલો પુરુષ અને સ્ત્રીને ધનુષ્ય અને પણછની ઉપમા આપે છે. તે કહે છે કે, જેવી રીતે ધનુષ્યને તેની પણછ-દોરી હોય છે, તે પ્રમાણે પુરુષને સ્ત્રી છે. જોકે પણછ ધનુષ્યને નમાવે છે છતાં તેને આધીન રહે છે, તેને ખેંચે છે છતાં અનુસરીને રહે છે. નવંદપતીનો સંબંધ પણ આ પ્રકારનો છે. બન્ને એકબીજાનાં પૂરક છે. સારંગી, દિલરૂબા, શરણાઈ પરના સૂરો જુદા જુદા હોય છે, છતાં સર્વ સૂરોનો સમાન રીતે ઉપયોગ થતાં કર્ણપ્રિય સંગીત રેલાય છે. સાત પગલાં સમજપૂર્વક સાથે ચાલશો તો સંસારજીવનમાં સુમધુર સંગીત રેલાશે.

*અખાત્રીજ.*
*૧૧-૫-૦૫*

***ડૉ. મંગુભાઈ પટેલ***
*૪૩૨/બી. મંથન ટ્વીન્સ*
*આલય-તન્મય ફ્લેટની બાજુમાં બોડકદેવ,*
*અમદાવાદ-૫૪, ફોન : ૨૬૮૪૧૪૪૦*

# સાત પગલાં સાથે

## લગ્ન કોને કહેવું ?

'લગ્ન એટલે પુરુષ અને સ્ત્રી વચ્ચેનો એ સંબંધ જેમાં ઊભયની સ્વતંત્રતા સમાન હોય છે, પરસ્પરની પરાધીનતા હોય છે, અન્યોન્ય પ્રત્યેનું કર્તવ્યપાલન હોય છે.'

સ્ત્રી અને પુરુષ વચ્ચે જીવનપર્યંત મિત્રભાવથી સાથસાથ રહેવાની વિધિસર જે સંધિ કરવામાં આવે છે તેને લગ્ન કહે છે. મિત્ર જો આપણા સ્વભાવને સાનુકૂળ ન આવે તો મિત્રાચારી ચિરકાળ સુધી ટકી નહીં રહેતાં વેરભાવ બંધાય છે. ત્યારે મિત્રથી તો છૂટી શકાય છે, પણ સ્ત્રી એક વખત પરણે પછી મિત્રની માફક ઝડપથી છૂટી નથી થઈ શકતી. જેથી લગ્ન પહેલાં જ સ્ત્રી-પુરુષના સ્વભાવની તથા તેમનાં માતાપિતાના સ્વભાવની યોગ્ય પરીક્ષા કરવી જોઈએ, અને પછીથી સંબંધ જોડવો જોઈએ. લગ્નની ગાંઠ એવી હોવી જોઈએ કે જે આશા પ્રકાશિત કરે. સુખ જાળવી રાખે અને વિપત્તિની સામે થાય. જોરોસ્ટર કહે છે કે, વર અને વધૂ, પતિ અને પત્ની. હું તમોને નીચલા શબ્દો વિદિત કરું છું. ઐક્યથી રહો, સદ્‌વિચારથી ધાર્મિક ફરજો સાથે રહીને બજાવો, સત્યતાથી વર્તો અને આ રીતે નિઃસંશય તમે સુખી થશો.''

મનુમહારાજ પણ કહી ગયા છે કે, ''જે ઘરમાં ધણી સ્ત્રીથી રાજી હોય છે અને સ્ત્રી ધણીથી રાજી હોય છે, ત્યાં સુખ સતત નિવાસ કરે છે.''

ઘર એક નાનકડા રાજ્ય જેવું છે. જેવી રીતે એક મહાન રાજ્યની યોગ્ય વ્યવસ્થા રાખવાને કુશળ મંત્રીની જરૂર છે, તેવું ઘરનું પણ સમજવું. ગૃહરાજ્યમાં પુરુષ એ રાજાનું અને સ્ત્રી પ્રધાનનું કાર્ય બજાવે છે. રાજ્ય ચલાવવામાં જેટલી જવાબદારી પ્રધાન ઉપર મેલી શકાય તેટલી જ જવાબદારી ગૃહરાજ્યમાં સ્ત્રીને શિરે છે. કોબેટના મત મુજબ સ્ત્રીમાં નીચેના સદ્‌ગુણો હોવા જોઈએ : (૧) સ્ત્રી પતિપરાયણ હોવી જોઈએ. (૨) ગૃહમાં જરૂર પૂરતા થોડાઘણા વૈદકનું પણ તેને જ્ઞાન હોવું જોઈએ, (૩) ગંભીરતા, (૪) ઉદ્યોગ, (૫) કરકસર, (૬) સ્વચ્છતા, (૭) ઘરવ્યવહારનું પૂરતું જ્ઞાન, (૮) સારો સ્વભાવ, (૯) સૌંદર્ય કુદરતે આપ્યું હોય તેને સાચવવાનો ગુણ.

પુરુષને પણ બાલ્યાવસ્થામાં યોગ્ય શિક્ષણ મળવું જોઈએ. કારણ કે, દેશોન્નતિનું



મહાન કાર્ય તેના ઉપર આધાર રાખે છે. આટલી ભારે જવાબદારી હોવા છતાં માબાપ ઢીંગલા-ઢીંગલીની રમત સમજી પોતાના માથેથી સામાજિક ભાર ખંખેરી નાખે છે તે તેમની ગંભીર ભૂલ છે. ગૃહસંસાર સુખેથી ચાલે તેવા ઈરાદાથી જ પરણશો તો દેશોન્નતિ તેની મેળે જ થશે.

માબાપોએ બાળકોને પ્રથમાશ્રમ-બ્રહ્મચર્યાશ્રમમાં યોગ્ય શિક્ષણ આપવાની જરૂર છે. બાળકોને શિક્ષણ મળે તે માટે, માતા સુશિક્ષિત હોવી જોઈએ, કારણ કે પુરુષ શિક્ષિત હશે તો પોતે જ સુધરશે, પણ માતા સુશિક્ષિત હશે તો આખા કુટુંબને શિક્ષણ આપશે.

Father moulds the head, Mother the heart; the Father appeals to the understanding, Mother to the affection; the Father prepares for the time, Mother for eternity.

દુનિયાના પ્રત્યેક સ્ત્રી-પુરુષને ભવિષ્યમાં પતિ-પત્નીનો સંબંધ અનુભવવાનો છે. આમાંથી ભાગ્યે જ કોઈ અપવાદરૂપ રહે છે. જ્યાં સુધી સ્ત્રી-પુરુષ અવિવાહિતમાં હોય છે, ત્યાં સુધી તેઓના હૃદયના ભાવ ને લાગણી તથા તેનું અનુકરણ ભિન્ન માર્ગમાં પ્રવર્તતું જોવામાં આવે છે. પરંતુ, જ્યારે તેઓનાં લગ્ન થાય છે, અર્થાત્ તેઓ ભવિષ્યની જિંદગી પૂર્ણ કરવાને એકરૂપ થાય છે, ત્યારે તેઓનો જીવનપ્રવાહ, પ્રથમના કરતાં જુદે માર્ગે જતો આપણને દેખાય છે.

''પોતાનો વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યા પછી શુભ લક્ષણવાળી કન્યાને પરણવી.''

ગૃહ્યસૂત્ર અને વાત્સ્યાયનના કામસૂત્રમાં કેવી કન્યા પરણવી તેની વિગતો આપી છે. કન્યા માતાની સપિંડ ન હોય અને પિતાની સગોત્રી ન હોય તેવી કન્યા સાથે વિવાહ કરવો.

જે કુળમાં સ્ત્રી તથા પુરુષના શરીર ઉપર લાંબા વાળ થતા હોય તથા જે કુળના મનુષ્યોને હરસનો, ક્ષયનો, દમ તથા કોઢનો રોગ થતો હોય, તે કુળમાં કન્યા આપવી નહિ; તેમ તેવા કુળની કન્યાને પરણવી પણ નહિ. આજકાલ પશ્ચિમના દેશોમાં બંને પક્ષે આરોગ્યની ચકાસણી થાય છે. આપણે ત્યાં એવી જાગૃતિ આવી નથી. એ લાવવાની ખૂબ જ જરૂર છે.

કપિલવર્ણા (માથા પર રાતા વાળવાળી), અધિકપુષ્ટ અવયવવાળી, રોગી, કેશ વિનાની અથવા તો વધારે કેશવાળી, વાચાળ અને પાંખી આંખવાળી કન્યાને પરણવી નહિ.

અતિસ્થૂળ, અતિદુર્બલ, બહુ લાંબી, બહુ ઠીંગણી, પોતાના કરતાં મોટી ઉંમરની, હીન અંગવાળી તથા કલહપ્રિય કન્યાને પરણવી નહિ.

જે કન્યા ખોડખાંપણ વિનાનાં અંગવાળી હોય, જેનું નામ સુંદર હોય, જેની હંસ તથા હાથીના જેવી ચાલ હોય, જેના વાળ રૂપાળા તથા સુંદર હોય અને અંગે કોમળ હોય એવી કન્યાને પરણવી.

શાસ્ત્રમાં વિવાહ આ પ્રકારના કહ્યા છે ; (૧) બ્રાહ્મ, (૨) દૈવ, (૩) આર્ષ, (૪) પ્રાજાપત્ય, (૫) આસુર, (૬) ગાંધર્વ, (૭) રાક્ષસ, (૮) પૈશાચ.

વેદશાસ્ત્રસંપન્ન તથા સદાચારવાળા વરને કન્યાનો બાપ પોતે બોલાવી, વર તથા કન્યાને વસ્ત્રો પહેરાવી, ઘરેણાંથી બંનેનો સત્કાર કરીને વરને કન્યાનું દાન આપે તે બ્રાહ્મવિવાહ કહેવાય છે.

યજ્ઞમાં ઋત્વિજનું કર્મ કરનારા બ્રાહ્મણને તેના કર્મના બદલામાં જે કન્યા દેવામાં આવે છે તે દૈવવિવાહ કહેવાય છે.

કન્યાદાનમાં માત્ર એક અથવા તો બે ગાયનું જોડું, નિયમિત રીતે અગ્નિહોમ વગેરે કાર્ય-કર્મ માટે ગ્રહણ કરે છે તે આર્ષવિવાહ.

કન્યાદાન દેતી વખતે 'તમો બંને સાથે રહીને ધર્માચરણ કરો.' એવું વચન કહીને વર-કન્યાની પૂજા કરીને વરને કન્યાદાન આપે છે, તે પ્રાજાપત્ય વિવાહ.

કન્યાનાં માબાપને અથવા તો તેનાં સગાંવહાલાંને ધન આપીને કન્યાને પરણાવવામાં આવે છે તે આસુરવિવાહ કહેવાય છે.

સ્ત્રીપુરુષ પોતપોતાની ઉત્કટ કામનાને લીધે અન્યોન્યની ઇચ્છાથી, એકબીજાને પરણે છે તે ગાંધર્વવિવાહ એટલે કે આજનાં પ્રેમલગ્ન.

રડતી અને ચીસો પાડતી કન્યાને ઘરમાં બળાત્કારે હરણ કરી જાય તે રાક્ષસવિવાહ કહેવાય છે.

સૂતેલી, કેફી વસ્તુના ઘેનમાં પડેલી તથા બેભાન થઈ ગયેલી કન્યાની સાથે એકાંતમાં સંભોગ કરવો તે પૈશાચવિવાહ કહેવાય છે. સર્વે વિવાહમાં મહાપાપી અને અધમ ગણાય છે.

□

## વિવાહ-પ્રતિજ્ઞાસાર

વરકન્યાઃ ओ समञ्जतु विश्वे........दधातु नौ॥

મંડપમાં બિરાજેલા હે વિદ્વાનો, સ્વેચ્છાએ ગૃહસ્થાશ્રમમાં એકઠાં રહેવાને અમે એકબીજાનો અંગીકાર કરીએ છીએ. અમારાં હૃદયજળની પેઠે શાંત અને મળેલાં રહે, પ્રાણવાયુની પેઠે અમને એકબીજાં વિના ચાલે નહિ, જગત્યાતા સમસ્તમાં રહીને સમસ્તને ધારણ કરે છે એમ અમે એકબીજાને ધારણ કરીશું. ઉપદેશકની શ્રોતા ઉપર



જેવી પ્રીતિ એવી પ્રીતિ અમે એકબીજા ઉપર રાખીશું.

પછી, વરકન્યાનો જમણો હાથ ગ્રહી નીચેનો મંત્ર બોલે છે :

ओ यदैषि....... मन्मनसां करोतु॥

હે વરાનને, પવિત્ર વાયુ જેમ જય આદિને આકર્ષનારો અને સૂર્ય જેમ દૂરના પદાર્થોને તથા દિશાઓને પ્રાપ્ત થાય છે એમ તમે પ્રેમપૂર્વક સ્વેચ્છાથી મને પ્રાપ્ત થાઓ છો, ભગવાન! મારા મનને તમારા માટે અનુકૂળ કરો.

કન્યા : તથાસ્તુ.

પછી, નીચેના બે મંત્રો ભણી બંને જણ યજ્ઞકુંડની પ્રદક્ષિણા કરી પૂર્વાભિમુખે આસન ઉપર (વરની જમણી બાજુએ કન્યા) બેસે. પછી, વર બોલેઃ

ओ भूर्भुवः स्वः।......चतुष्पदे॥

દેવી, શાંત ઈષ્ટવાળી, પતિની સાથે અવિરોધ રાખનારી, કલ્યાણી, સર્વ પશુને સુખ દેનારી, ભલા મનવાળી, સુંદર ગુણવાળી, વીરજનને જન્મ દેનારી, પંચમહાયજ્ઞમાં ભાગ લેનારી, આપણાં કુળજનોને અને પશુઓને મંગળ દેનારી થા.

ओ भूर्भुवः स्वः।.... बहवो निविष्ट्चै॥

પરમાત્મન્, આ દેવીને મારા પ્રત્યે પ્રીતિવાન બનાવો. એનાથી મને ઉત્તમ સંતતિની પ્રાપ્તિ થાઓ. અગ્નિહોત્ર આદિ ધર્મક્રિયાની સહભાગિની થઈ મને શુદ્ધિ અને આનંદ આપો.

પછી કન્યા આ મંત્ર બોલે : ओ प्रभे...गमेयम्॥

ભગવન્, પતિને માર્ગે ચાલીને કલ્યાણમય અને વિઘ્નરહિત પતિકુળમાં જાઉં એવું કરો.

ત્યાર પછી દક્ષિણ આસને-ઉત્તરાભિમુખે પુરોહિતની સ્થાપના થાય. પુરોહિતે અગ્નિહોત્ર આદિ ક્રિયા કરવી. પછી વરે ઊઠીને કન્યાની સામે પશ્ચિમાભિમુખ ઊભા રહીને ડાબે હાથે કન્યાનો જમણો હાથ લેવો અને પોતાને જમણે હાથે કન્યાના જમણા હાથની અંજલિને છતી રાખી પાણિગ્રહણના નીચેના છ મંત્ર બોલવા :

ओ गृम्णामि... देवाः॥

હે સુભગે, સૌભાગ્યને માટે હું તમારો પતિ તમારો હાથ ગ્રહણ કરું છું. વૃદ્ધાવસ્થા સુધી મારી સાથે સુખી રહો. ઐશ્વર્યવાળા, ન્યાયી, જગત્કર્તા, જગતનિયંતા ભગવાન અને આ મંડપના મહાજનો તમને મારા પ્રત્યે - મને અર્પણ કરે છે.

કન્યા : સુભગ, તથાસ્તુ.

વર : ओ भगस्ते... गृहपतिस्तव॥

હે પ્રિયે, હું ઐશ્વર્યયુક્ત તમારો હસ્ત ગ્રહણ કરું છું, તમને ધર્મમાર્ગે દોરવા તમારો હસ્ત ગ્રહું છું. હવે તમે ધર્મે કરીને મારાં ગૃહપત્ની છો, હું ધર્મે કરીને તમારો ગૃહપતિ છું.

કન્યા : પ્રિય, તથાસ્તુ.

વર : ૐ ममेयमस्तु... शतम्॥

હે કાન્તે, બૃહસ્પતિએ તમને મારા પ્રત્યે - મને અર્પણ કર્યાં છે. મારાથી તમારું પોષણ થાઓ. હું પતિએ થયેલાં પ્રજાપતિ, સો વર્ષ કલ્યાણમાં જીવો.

કન્યા : કાન્ત, તથાસ્તુ.

વર : ૐ त्वष्टा... प्रजया॥

વિશ્વકર્મા કલ્યાણમાં વાસ આપો. બૃહસ્પતિ સુખ આપો. પંડિતજનો જ્ઞાન આપો. સૌથી શોભતી આ નારીને સવિતાભગવાન પ્રજાએ કરીને સૂર્ય સમાન પ્રકાશમાન કરો.

કન્યા : તથાસ્તુ.

વર : ૐ इन्द्राग्नी... वर्धयन्तु॥

ઈન્દ્ર, અગ્નિ, સૂર્ય, પૃથ્વી, આકાશ, વાયુ, ઐશ્વર્ય, બે અશ્વિનીકુમારો, બૃહસ્પતિ, અપાનવાયુ, બ્રહ્મ, સોમ એ સૌ દેવો પ્રજાવૃદ્ધિ માટે આ નારી ઉપર કૃપા કરો.

કન્યા : તથાસ્તુ.

વર : ૐ अहं.... पाशात्॥

કુળધર્મ માટે મનમાં ઈષ્ટ રાખીને આના રૂપને મારા સ્નેહમાં વ્યાપ્ત કરીશ, ચોરીને કે ગુપ્ત રીતે કશા ભોગ નહિ ભોગવું. દુર્વ્યસની પુરુષોના પાશમાંથી ઈચ્છા કરીને મુક્ત રહીશ.

કન્યા : તથાસ્તુ.

ત્યાર પછી વર કન્યાની હથેળી ઝાલી તેને સાથે લઈ યજ્ઞકુંડની પ્રદક્ષિણા કરે અને દક્ષિણ દિશાએ સ્થાપેલા કળશને લઈને એક પુરુષ એમની પાછળ ચાલે. ચાલતાં ચાલતાં વર આ મંત્ર બોલે :

ૐ अमोऽहमस्मि... शतम्॥

હે આર્ય, હું તમને સ્વેચ્છાએ સ્વીકારું છું, તેમજ તમે પણ. તમે મને સ્વેચ્છાએ સ્વીકારો છો, તેમજ હું પણ. હું સામવેદ છું, તમે ઋગ્વેદ છો; હું સૂર્ય છું, તમે પૃથ્વી છો; આપણે બંને સ્નેહલગ્ને જોડાઈએ, સહધર્મ આચરીએ, પ્રજાને પ્રાપ્ત કરીએ... આપણે એકબીજાને પ્રિય થઈએ, રુચિકર થઈએ; સારા મનવાળાં થઈએ; સો વર્ષ સુધી જોઈએ, સો વર્ષ સુધી જીવીએ, સો વર્ષ સુધી સાંભળીએ.



કન્યા : આર્ય, તથાસ્તુ.

પછી, યજ્ઞકુંડની દક્ષિણ બાજુએ જઈ વર ઉત્તરાભિમુખે ઊભો રહી પોતાના જમણા હાથે કન્યાનો જમણો હાથ ગ્રહી ઊભો રહે. પેલો પુરુષ કળશ લઈને દક્ષિણ બાજુએ બેસે. પછી કન્યાની માતા અથવા ભાઈ સૂપડામાંથી ચોખા અથવા જુવારની ધાણી. ડાબા હાથમાં લઈને, જમણે હાથે કન્યાનો જમણો પગ ઉપાડી પથ્થરની શિલા ઉપર રાખે એટલે વર બોલે :

ૐ आरोहे... पृतनायतः॥

હે દેવી! આ શિલા ઉપર ચઢો; જેમ આ શિલા દૃઢ છે તેમ તમે પણ આપણા ગૃહસ્થાશ્રમમાં દૃઢ રહો. ગમે એવી અવસ્થામાં પણ દૃઢતા રાખજો, ધૈર્ય રાખજો.

કન્યા : દેવ, તથાસ્તુ.

**સાત પગલાં સાથે (વિવાહપ્રતિજ્ઞા – સપ્તપદી)** પછી વરકન્યા પૂર્વાભિમુખ ઊભાં રહે અને કન્યા વરની હથેળી ઉપર પોતાની હથેળી રાખે. કન્યાની માતા અથવા ભાઈ વરકન્યાની એ હથેળીઓ ઉપર ઘી રેડે અને તેના ઉપર થોડી ધાણી મૂકે, અને વળી ધાણી ઉપર થોડું ઘી રેડે, પછી લાજાહોમ થાય. ત્યાર પછી આ પ્રમાણે સપ્તપદી વિધિનો આરંભ થાય : વરના ઉપવસ્ત્ર સાથે કન્યાના ઉત્તરીય વસ્ત્રને ગાંઠથી ગાંઠે. જમણે હાથે વરકન્યાની જમણી હથેળી ઝાલી યજ્ઞકુંડની ઉત્તર બાજુએ જાય અને વરકન્યા પાસપાસે ઊભાં રહે. પછી વર નીચેનો મંત્ર બોલીને કન્યાને ઈશાન દિશામાં દોરેઃ ૐ इष एकपदी भव सा मामनुव्रता भव। सन्तु जरदष्टयः॥ આ પ્રથમ પદથી મારી સાથે ઉત્તમ વ્રત આચરનારી અને સુરસનું પાન કરનારી થા. બહુસંતાનવાળી થાય અને વૃદ્ધ થતાં સુધી જીવે.

વધૂ પહેલે પગલે પ્રતિજ્ઞા લે છે : सुखदुःखानि....विदम्॥ ''સઘળાં સુખદુઃખો તમારી સાથે ભોગવીશ. જ્યાં તમે, ત્યાં હું રહીશ.''

વર બીજે પગલે પ્રતિજ્ઞા લે છે : ૐ ऊर्ज्जै द्विपष्टयःदी भवसा... जरद॥

અન્નાદિ ભોગ્ય અને વૈભવાદિ ઉપભોગ્ય પદાર્થોને માટે મારી યથા-શક્તિ સંતોષ માનનારી થઈ; મારી લોકમાં આબરૂ વધારનારી થા, અને મને તેજસ્વી ગણાવરાવી તું પણ તેજસ્વી થા.

વધૂ બીજે પગલે પ્રતિજ્ઞા લે છે : कुटुम्ब....विदम्॥ વૃદ્ધથી માંડીને તે છોકરાં સુધીના કુટુંબની સંભાળ સાથે રક્ષા કરીશ, ને ઘરમાં કાંઈ વસ્તુ હશે અથવા નહિ હોય, તોપણ હું સંતોષ રાખી નભાવી લઈશ. અર્થાત્ પારકાનું સુખ જોઈ તમને દુઃખી નહિ કરું.

વર ત્રીજે પગલે પ્રતિજ્ઞા લે છે :

ॐ रायस्षाय त्रिपदी भव सा.... जरदष्टय:॥

આ ત્રીજા પદથી તું ધનની વૃદ્ધિ અને સુવ્યવસ્થા કરનારી થા.

વધૂ ત્રીજે પગલે પ્રતિજ્ઞા લે છે : भर्तुभक्तिता...विदम्॥

નિરંતર હું સ્વામીની સેવામાં તત્પર રહીશ ને પ્રિય અને સાચું બોલનારી થઈશ.

વર ચોથે પગલે પ્રતિજ્ઞા કરે છે : ॐ मयोभवाय चतुष्पदी भव सां मामनुव्रता भव:॥

નિરંતર પ્રસન્નતાથી મારે મારા ઉપર ને મારે તારા ઉપર પાપ (કપટરહિત મનવાળા રહેવું. (અર્થાત્ મનના વિચારો ખુલ્લી રીતે પરસ્પર કહી દેવા.)

વધૂ ચોથે પગલે પ્રતિજ્ઞા લે છે :

आर्ते आर्ता... बवीत्॥

આપના દુઃખમાં દુઃખી તથા સુખમાં સુખી એવી રીતે તમારાં સુખ-દુઃખમાં ભાગિયણ થઈશ. આપણે એકબીજાના કહ્યા પ્રમાણે વર્તીશું.

વર પાંચમે પગલે પ્રતિજ્ઞા લે છે : ॐ प्रजाम्य पंचपदी भव॥ આ પાંચમા પદથી તું વીરપ્રસવિની થા (હાલ બે બસ મુજબ). મારા વડીલોની સંભાળ કરનારી થા. તેમ હું પણ તારાં માતાપિતા વગેરે વડીલોનું સન્માન સાચવનારો થાઉં.

વધૂ પાંચમે પગલે પ્રતિજ્ઞા કરે છે :

ऋतुकाले... ब्रवीत्॥

ઋતુકાલના ચોથા દિવસ પછી સ્નાનથી શુદ્ધ થઈને તમારી સાથે ક્રીડા કરીશ. પરપુરુષ સામે કદાપિ વ્યભિચારબુદ્ધિથી નહીં જોઉં.

વર છઠ્ઠે પગલે પ્રતિજ્ઞા લે છે : ॐ ऋतुभ्य षट्पदी भव सा मामनुव्रता भव॥

તારે ઋતુકાલની શાસ્ત્રોક્ત રાત્રીઓમાં મારી પાસે આવવું, અને મારે શાસ્ત્રની મર્યાદા મુજબ તને ઋતુદાન આપવું. ઋતુદાન ન આપું તો ઈશ્વરનો ચોર થાઉં. તેથી યોગ્ય જ કરીશ.

વધૂ છઠ્ઠે પગલે પ્રતિજ્ઞા લે છે : इहांथ... ब्रबीत्॥

આ પ્રમાણે પરસ્પર લીધેલી પ્રતિજ્ઞાઓમાં સર્વવ્યાપક પરમાત્મા સાક્ષી છે. સહવર્તનથી પરસ્પર અત્યંત પ્રીતિ વધારનારાં આપણે થઈએ.

વર સાતમે પગલે પ્રતિજ્ઞા લે છે :

ॐ सरवे सप्तपदी भव सा... मामनुव्रता भव॥

હે પ્રિયે! તું આ સાતમે પગલે મારી જોડે મિત્રભાવને પામી છે. અર્થાત્ સરખા હકવાળી થઈ છે, તેથી આપણે બંને પરસ્પર યોગ્ય સલાહ આપનારાં થઈ, આવેલી



આપત્તિને દૂર કરવામાં તું મિત્રની પેઠે સહાય આપે માટે પરમાત્મા તને મારા પ્રત્યે ને મને તારા પ્રત્યે પ્રેમભાવે પ્રેરે છે.

વધૂ સાતમે પગલે પ્રતિજ્ઞા લે છે : होमयज्ञादि कार्येषु... ब्रबीत्॥

જે વડે ધર્મ, અર્થ, કામ સિદ્ધ થાય છે, તેવા પંચમહાયજ્ઞાદિ કાર્યોમાં તમને સહાય કરીશ. મેં સ્વીકારેલી પ્રતિજ્ઞાઓમાં જરા પણ વાંધો આવવા દઈશ નહિ.

આ પ્રમાણે સાત મંત્રો અને સાત પગલાં સાથે મળીને વરકન્યા આસન ઉપર બેસે. કળશવાળો પુરુષ કળશ લઈને આવે ને એમના માથા ઉપર થોડું જળ સીંચે. પછી કન્યાના હૃદય ઉપર હાથ રાખી વર નીચેનો મંત્ર બોલે : ॐ मम व्रते... मह्यम्॥ મારા વ્રતમાં તમારા હૃદયને ધારણ કરું છું, મારા ચિત્તને તમારું ચિત્ત અનુકૂળ હો, મારી વાણીનું એકમને સેવન કરજો, પ્રજાપતિ તમારો મારી સાથે જોગ કરો. કન્યા 'તથાસ્તુ' કહી એ મંત્ર પોતે બોલી જાય ને વર 'તથાસ્તુ' કહી સંમતિ આપે. પછી બંને જણ વેદીમાં વિધિપૂર્વક આહુતિઓ આપે.

ત્યાર પછી બંને મંડપમાંથી બહાર નીકળીને ધ્રુવનો તારો દેખાતો હોય ત્યાં જાય. વર વધૂને એ તારો દેખાડી બોલે : ध्रुवं पश्य। કન્યા બોલે : पश्यामि। ध्रुवमणि ध्रुवाहं पतिकुले भूयासम्॥ તમે ધ્રુવ છો, અચળ છો, હું પતિકુળમાં ધ્રુવ રહીશ, અચળ રહીશ. વર કહે : તથાસ્તુ. (આજે દિવસે લગ્નો થાય છે એટલે તારો દેખાતો નથી. છે તો ત્યાં જ, પણ જો જાનૈયા કે વર એવા મળી જાય તો કન્યાના બાપને ધોળા દિવસે તારા દેખાઈ જાય. પહેલાં સાંજે લગ્ન થતાં ત્યારે મહારાજ અને વર તેમજ કન્યાને તારા કે દિશાઓનું ભાન નહોતું.)

પછી અરુન્ધતીનો તારો દેખાડી વર બોલે : अरुंधतीं पश्य। કન્યા બોલે : पश्यामि। अरुंधत्यासि सुद्धाहमस्मि॥ તમે અરુન્ધતીની પેઠે સંસારમાં વિચરજો, હું કુટુંબસેવા કરવા ઘેર રહીશ.

વર : તથાસ્તુ કહી દેવની પ્રાર્થના કરતો આ મંત્ર ભણે :

ॐ ध्रुवा... पतिकुले इयम्॥

આકાશ અચળ છે, પૃથ્વી અચળ છે, આ વિશ્વ-જગત અચળ છે, આ પર્વતો અચળ છે, તેમ આ નારી પતિકુળમાં અચળ છે.

કન્યા : તથાસ્તુ.

પછી કન્યા તરફ જોઈ વર નીચેનો મંત્ર બોલે :

ॐ ध्रुवमसि... शतम्॥

ધ્રુવ તમે અચળ છો, તમને અચળ જોઉં છું. મોક્ષે મને અનુકૂળ રહેજો :

બૃહસ્પતિની કૃપાએ અને હું પતિએ થયેલો પ્રજાપતિ, આપણે સો વર્ષ જીવીએ.

કન્યા : ધ્રુવ, તથાસ્તુ.

પછી યજ્ઞમાં આહુતિઓ આપે અને તેમાંનું વધેલું થોડું ઘી લઈ થાળીમાંના ભાતમાં રેડે અને વર નીચેનો મંત્ર બોલે : ૐ अन्न प्राशेन... हृदयं चते ॥ આજે તમારું હૃદય તે મારું હૃદય થાઓ. આજે મારું હૃદય તે તમારું હૃદય થાઓ.

કન્યા : તથાસ્તુ.

ૐ अन्नं प्राणस्य... वध्नामि त्वा ॥

પ્રાણને પોષનારું છવીસમું તત્ત્વ જે અન્ન છે તે વડે તમને બાંધું છું.

કન્યા : તથાસ્તુ.

પછી વર-કન્યા એક પાત્રમાંથી એકબીજાંને એક એક કોળીઓ ખવરાવે. પછી વર બોલે :

ૐ सम्राज्ञी... अधिदेवृषु ॥

તમારા સસરાની પ્રત્યે, સાસુની પ્રત્યે, નણંદની પ્રત્યે, જેઠની પ્રત્યે તેમજ દિયર પ્રત્યે સમ્રાજ્ઞી રૂપ થાઓ. પ્રીતિ રાખો ને પ્રીતિ પામો.

કન્યા : તથાસ્તુ.

વર દેવ પ્રત્યે પ્રાર્થના કરતો બોલે :

ૐ आ नः.... चतुस्पदे ॥ પ્રજાપતિ અમને પ્રજા આપો, અર્યમા અમને વૃદ્ધાવસ્થા સુધી જીવતાં રાખો, (અત્યારે કદાચ વૃદ્ધાશ્રમમાં જવાનું થાય એટલે પ્રાર્થના બદલવી પડે.) હે મંગલાદેવી, પતિલોકમાં પ્રવેશ કરી લોકનું અને પશુઓનું કલ્યાણ કરો.

કન્યા : તથાસ્તુ.

આ પછી સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના, સ્વસ્તિવાચન અને શાંતિકરણ થાય, પછી કન્યાના મસ્તક ઉપર હાથ મૂકી વર આ મંત્ર બોલે :

ૐ सुमंगलीरियं... व्रिपरेतन ॥ હે મહાજનો, આ મંગલકારી દેવીને મમ સમેત જુઓ, આને સૌભાગ્યના આશીર્વાદ આપી પછી આપ સિધાવો.

એમ બોલીને મંડપમાંના સમાજ તરફ જુએ એટલે સૌ ૐ सौभाग्यमस्तु। ૐ शुभं भवतु। બોલીને આશીર્વાદ આપે. પછી મંડપના લોકોને સાકર વહેંચાય, અને એ લોકો વર-કન્યાને આશીર્વાદ આપી – ભેટ આપી વિદાય થાય. કન્યા પિતાના ઘરમાં જાય અને વર પોતાના ઉતારામાં જાય.

**॥ इति विवाहप्रतिज्ञासारः समाप्तः ॥**

☐



## દીકરી

શૈશવનાં સપનાંમાં જોયેલી પરી,
સદેહે અવતરી... થઈ દીકરી.
દીકરી... જૂઈની નાજુક કળી,
પ્રભુજીને ચડાવેલાં ફૂલોની અવેજીમાં મળી.
દીકરી... દાદાની આંખો પર
કૂણા કૂણા હાથ દાબે,
જાણે પોપચાં પર પવન મૂક્યો
ફૂલોની છાબે,
શીતળ, સુગંધિત, તાજગીભરી લહેરખી
મીંચાયેલી આંખોથી પણ ઓળખી.
દીકરી... બારમાસી
વાદળી, ઝરમરતી ઝરમરતી રાખે સઘળુંય લીલુંછમ...બારેય માસ.
દીકરી... પતંગિયું
ફળિયામાં ઊડાઊડ રંગોળી પૂરે.
શરણાઈ કોઈ વગાડે...
એ તો ચૂપચાપ ઊડી જાય...
ને પાછળ રહી ગયેલા રંગો ઝૂરે.
દીકરી... ચાંદરડું.
દિવસ આખો ઘરમાં તેજ પાથરે,
પકડ્યું પકડાય ના,
ઊંબરે ને ઓરડે દોડાદોડી કરે...
દાદર ચડે ઊતરે...
સૂરજ સાથે ચાલ્યું જાય. આખરે
વિદાય લીધેલી માની જગ્યા
દીકરીએ ક્યારે લઈ લીધી
તે ખબરેય ના પડી.

**– હર્ષદ ચંદારાણા**

**'અરધી સદીની વાચનયાત્રા-૪'**માંથી સાભાર

## વર-કન્યાને શુભઆશિષ-પ્રભુપ્રાર્થના

(दुजने जेथाय मिलिछे, सेथाय....
...तोमादेर प्रेम दियो देशे देशे विश्वेश्वर माझारे विस्तारी)
બે જણ જ્યાં મળ્યાં છે ત્યાં, તમે રહો પ્રભુ, તમે... રહો.
બે જણ જેઓ ચાલ્યાં છે તેમને, તમે રાખો પ્રભુ, સાથે રાખો.
જ્યાં બે જણની મળી છે દૃષ્ટિ, ત્યાં હો તમ સુધાની વૃષ્ટિ;
બેઉ જ્યાં બોલાવે બેઉને, તેમને તમે બોલાવો પ્રભુ, બોલાવો.
બે જણે મળી ઘરને પ્રદીપે, પ્રકટ્યો છે જે અલોક;
તે વડે હે દેવ, હે વિશ્વદેવ, તમારી આરતી હો.
મધુર મિલનમાં મળી બે હૈયાં પ્રેમને દીઠે પૂઠે વિકાશી;
સકળ અશુભ થકી તેમને તમે ઢાંકો પ્રભુ, તમે ઢાંકો.
બેઉ હૃદયમાં એક આસન પાથરી બેસો, હે હૃદયનાથ;
કલ્યાણ કરે મંગળદોરે બાંધી રાખો એ બેઉના હાથ.
પ્રાણેશ, તમારો પ્રેમ અનન્ત, જગાવે જીવને નવવસંત,
જુગલ પ્રાણને નવીન મિલને કરો હે કરુણનયનપાત.
સંસારપથ દીર્ઘ દારુણ, સંચરે બે પાન્થ તરુણ,
આજે તમારો પ્રસાદ-અરુણ કરો ઉદય નવપ્રભાત.
તવ મંગળ, તવ મહત્ત્વ, તમારી માધુરી તમારું સત્ય;
બેઉનાં ચિત્તે રહો નિત્ય, નવનવ રૂપે દિવસ-રાત.
જે નાવ હંકાર્યું બેએ મળીને, આજે હે નવીન સંસારી;
સુકાની કરો એનો એને, જે આ ભવનો સુકાની.
કાળ સમુદ્રને જેણે નિત્યદિન કર્યો છે પાર, વિરામ વિહીન,
શુભ જાત્રામાં આજ તે હો પ્રસાદપવન સંચારી.
લેજો લેજો નિત્ય જીવનનું ભાથું, ભરી લેજો નાવ કલ્યાણે;
સુખે-દુઃખે શોકે અંધારે આલોકે જાજો અમૃતને સંધાને.
બાંધ્યા ન રહેશો આળશે આવેશે, ઝડે તોફાને ચાલ્યાં જજો હસતાં,
તમારો પ્રેમ દેજો દેશે દેશે વિશ્વમાંહે વિસ્તારી.
ओहम् सहनावक्तु.... विद्विषावहै ॥

ભગવાન! તારી કૃપાએ અમે એકબીજાનું રક્ષણ કરીએ, અમે બે સાથે મળીને ભોગવીએ, એકબીજાંના સામર્થ્યને વધારીએ. હે તેજસ્વી! અમારું અધ્યયન વૃદ્ધિ પામો. અમે એકબીજાંનો દ્વેષ ના કરીએ.

– *રવીન્દ્રનાથ ટાગોર*



## પુરુષોએ 'પણ' લેવાં ઘટે

જેઓ પરણ્યા નથી તેઓએ આવા કઠણ કાળમાં પરણવું જ ન જોઈએ; અને જો પરણ્યા વિના ન જ ચાલે તો જેમ બને તેમ મોડું પરણવું જોઈએ. પચીસ કે ત્રીસ વરસ સુધી ન પરણવાનાં જુવાન પુરુષોએ 'પણ' લેવાં ઘટે. આવું કરવાથી આરોગ્ય મળવા ઉપરાંત જે બીજા ફાયદા મળે તેનો વિચાર આ સ્થળે આપણે કરી શકતા નથી, પણ સૌકોઈ પોતાની મેળે તે ફાયદા નિપજાવી શકશે.

જે માબાપ આ લખાણ વાંચે તેને એટલું કહેવું ઘટે કે છોકરાંને બચપણમાંથી જ વિવાહ કે સગાઈ કરી વેચી દેવામાં આવે છે તેથી તેઓ ઘાતકી બને છે. તેમાં પોતાનાં બચ્ચાંનો સ્વાર્થ તપાસવાને બદલે પોતાનો અંધસ્વાર્થ તપાસે છે. પોતાને મોટા થવું છે, પોતાની નાતજાતમાં નામ મેળવવું છે, છોકરાંના વિવાહ કરી તમાસો જોવો છે. છોકરાનું હિત જુએ તો, તો તેનો અભ્યાસ તપાશે, તેનું જતન કરે, તેને શરીરકેળવણી આપે. આ જમાનામાં બાળક-છોકરાંને પરણાવી ઘરસંસારી ખટપટની જવાબદારીમાં મૂકી દેવાં એથી તેઓનું બીજું કયું મોટું અહિત હોઈ શકે?

– *મહાત્મા ગાંધીજી*

## આ તે શું રૂઢિ કે રાક્ષસી?

Is this a Custom or a Monster?

હંમેશાં બાળકોના લાલ લોહીનું પ્રાસ કરનારી, કાળા મોંની આ કોણ હોઈ શકે? શું તે રૂઢિ છે કે રાક્ષસી છે?

આપણી જ્ઞાતિમાં અને બીજી ઘણી જ્ઞાતિઓમાં ચાલતી બાળલગ્નની પ્રથા-કુમળાં બાળકોને લગ્નની ગાંઠથી સજ્જડ બાંધી બળતી હોળીમાં હોમવાની રૂઢિ-ને શું આપણે રૂઢિ કહેવી કે રાક્ષસી કહેવી એની સમજ નથી પડતી. આવા ઘાતકી રિવાજના પંજામાં આપણા જ્ઞાતિબંધુઓ એટલા બધા ફસાઈ ગયા છે કે તેઓ તે રિવાજના ગુલામ હોય એવું સૌને ભાસે છે. ઘણા સમજુ અને ડાહ્યા માણસો આ રિવાજ અનુચિત અને નુકસાનકારક છે એવું સારી પેઠે સમજે છે. અમે ખોટું કરીએ છીએ તેવું તેમને લાગે છે, છતાં માનસિક નિર્બળતાને કારણે છોકરાંને મોટી ઉંમર સુધી કુંવારાં રાખવાની હિંમત દાખવી શકતા નથી. મદ્રાસ બાજુનાં એક વિદુષી કમલા લખે છે :

‘‘સદ્‌ગૃહસ્થો, ઘણી શરમની બાબત એ છે કે આપણા સારામાં સારા અને ઉત્તમ શક્તિવાળા મનુષ્યો રિવાજ અને વહેમના ગુલામ છે. તેઓ તેમના અંતઃકરણના કહેવા પ્રમાણે કામ કરી શકતા નથી અને તેમને એક વાતનો ઉપદેશ કરવાની અને

બીજી રીતે પોતાનું વર્તન કરવાની ફરજ પડે છે, કારણ કે રિવાજરૂપી ક્રૂરપિશાચ તેમના મોં ઉપર હરપળે તાકીને જોઈને તેમને બિવરાવે છે. ખરેખર, આપણે એવી અધમ ગુલામગીરી તળે દબાઈ-કચરાઈ ગયા છીએ કે જે ગુલામગીરીના કાયદા બનાવનારી ધારાસભાઓ નિષેધ કરી શકતી નથી અથવા કોઈ પણ રાજ્યસત્તા તેને જડમૂળથી ઉખેડી શકતી નથી. રિવાજરૂપી ઘાતકી જુલમી દૈત્ય આપણા સમાજના પ્રાણરક્તને ચૂસી ખાય છે. જ્યાં સુધી હજાર માથાવાળો રાક્ષસ પોતાનું રાજ્ય ચલાવે છે, ત્યાં સુધી સઘળાએ ખાતરીપૂર્વક સમજવું જોઈએ કે આપણી બધી આશાઓમાં આપણે નિરાશ થવાના છીએ, સુધારા માટેના આપણા બધા પ્રયત્નો નિષ્ફળ નીવડવાના છે. આપણી બધી ફતેહો પણ પરાજયના રૂપમાં બદલાઈ જવાની છે.

બાળલગ્નોની બાબતમાં આ મોટી દુનિયામાં આપણે એકહથ્થુ ઈજારો ભોગવીએ છીએ. જે છોકરા અને છોકરીઓ સમજણના ઘરમાં નથી આવ્યાં અને જે પોતાની ઉપર નાખવામાં આવતી જવાબદારીનું જોખમ જાણવાને અશક્ત છે, તેવાં છોકરા-છોકરીનાં લગ્ન, વૃદ્ધ માતાપિતાને રાજી રાખવા માટે અથવા મરણપથારીએ પડેલાં સગાંવહાલાંઓની મરણ-માગણીઓ પૂરી કરવા માટે કરવામાં આવે છે. આ ક્રિયા મનુષ્ય-પ્રાણીઓનો વ્યાપાર છે. બીજા દેશનાં બાળકો રમતાં અને ભણતાં હોય છે અને જ્યારે તેમને પરણવાનો લેશ પણ વિચાર હોતો નથી ત્યારે, આપણા દેશમાં બાળકો વિધુર થાય છે અને આપણી બાળકીઓ વિધવા થાય છે તેમાં શી નવાઈ છે? નાના બાપા, નાની માતાઓ અને નાની વિધવાઓ વડે આપણે ઘણા નાના થઈ ગયા છીએ. સદ્‌ગૃહસ્થો, આપણાં લગ્નો નવા જ પ્રકારનાં હોય છે, જે પ્રકાર પરદેશીઓને ગભરાવી મૂકે છે. નાની વયમાં, જે ઘંટીનું પડ આપણાં નાનાં બાળકોના ગળે બાંધવામાં આવે છે તેના કરતાં બીજો કયો મોટો ઉન્નતિનો શત્રુ હોઈ શકે? આ રાક્ષસી રૂઢિનો ત્યાગ સમગ્ર જ્ઞાતિના સમાજે કરવા જેવો છે.''

- ***ડૉ. મંગુભાઈ પટેલ***

## લગ્નભાવના

ડગલાં સાત તો સાથે ચાલ્યાથી મિત્રતા સ્ફૂરે,
જીવનની ભૂમિકામાં વર્તીશું તેમ ઉભયે.
''અગ્નિને સાક્ષી રાખીને વર્તવા પ્રેમભાવથી,
થવાને એક, આહુતિ અર્પીએ સાથ દિલથી''
ગુલાબ કેરું સૌન્દર્ય નર્યું ના ભર્યું જીવન,
કાંટાયે સાથ છે જાણી જોડાઈએ અમે હવે.



'અગ્નિને સાક્ષી રાખીને વર્તવા પ્રેમભાવથી,
થવાને એક, આહુતિ અર્પીએ સાથ દિલથી.''
મહત્ત્વ આપી સાથીને મિટાવી દઈ જાતને,
આપ ઉગાડવા કાજે જોડાઈએ પરસ્પરે.
''અગ્નિને સાક્ષી રાખીને વર્તવા પ્રેમભાવથી,
થવાને એક, આહુતિ અર્પીએ સાથ દિલથી''
દિલ તલસતા ભાવે આજે બેઉ અમે પથે,
જિંદગી પામવા કાજે એક તો બનીએ ખરે.
''અગ્નિને સાક્ષી રાખીને વર્તવા પ્રેમભાવથી,
થવાને એક, આહુતિ અર્પીએ સાથ દિલથી.''

- ***પૂ. શ્રી મોટા***

## લગ્ન

તમે બંને સાથે જન્મ્યાં (દંપતીરૂપે) અને સદાને માટે સાથે જ રહેશો.

હિમ શી મૃત્યુની પાંખો તમારો યોગ તોડી નાખે ત્યારેય તમે સાથે રહેવાનાં છો.

સાચે જ, પરમેશ્વરની શાંત સ્મૃતિમાંયે તમે સાથે જ રહેશો.

તોયે, તમારા સહવાસમાં કાંઈ ગાળા પાડજો, અને તમારી વચ્ચે આકાશના વાયુઓને વિહરવા દેજો.

તમે પરસ્પર ચાહજો ખરાં, પણ તમારા પ્રેમને બેડી ન બનાવશો. પણ તમારા બેઉના આત્મારૂપી કાંઠાની વચ્ચે ઘૂઘવાતા સાગરના જેવો એને રાખજો.

તમારાં હૃદયો એકબીજાંને અર્પજો, પણ એકબીજાના તાબામાં સોંપશો નહીં.

કારણ કે તમારાં હૃદયોનું આધિપત્ય તો કેવળ જગજીવનનો જ હાથ લઈ શકે.

- ***ખલિલ જિબ્રાન***

## સહધર્મિણી

સ્ત્રી કોણ છે એનો કોઈએ વિચાર કર્યો છે? એ સાક્ષાત્‌ દેવી છે, એટલે કે ત્યાગમૂર્તિ છે. સ્ત્રીમાં એવી અદ્‌ભુત શક્તિ છે કે, જો એ કામ કરવા ધારે અને તેને ખંતપૂર્વક કરે, તો એક પહાડને પણ હલાવી શકવાની તાકાત ધરાવે છે; એટલી શક્તિ એનામાં ભરી છે.

સ્ત્રીઓ પુરુષોની ગુલામ કે દાસી નથી, પણ અર્ધાંગિની છે, સહધર્મિણી છે,

એટલે પુરુષોએ સ્ત્રીઓને પોતાનો મિત્ર સમજવી જોઈએ.

સ્ત્રી એ પુરુષની સહચારિણી છે. તેના સરખા જ મનવાળી છે. પુરુષની બધી પ્રવૃત્તિ સૂક્ષ્મતાએ જાણવાનો તેને અધિકાર છે. જેટલી છૂટ પુરુષ ભોગવે છે તેટલી જ તેને ભોગવવાનો હક છે અને જેમ પુરુષ પોતાના ક્ષેત્રમાં સર્વોપરી છે તેમ સ્ત્રી પોતાના ક્ષેત્રમાં છે. આ સ્થિતિ સ્વાભાવિક હોવી જોઈએ.

- ***મહાત્મા ગાંધીજી***

## સ્ત્રીનો આબેહૂબ ચિતાર

માનવતાની સાચી તવારીખ એટલે સ્ત્રી અને પુરુષ વચ્ચેના પ્રેમની કથા.

સ્ત્રી અને પુરુષ કંઈ એક નથી. એટલે બંનેના આચાર-વિચારનો સરખી રીતે તોલ કરી શકાય નહીં.

સ્ત્રીનો આબેહૂબ પરિચય તો વિશાળ દુઃખ વેળા જ મળી રહે છે. એને પિછાનવા માટે આ સિવાય બીજું કોઈ સાધન હોય એમ લાગતું નથી.

સ્ત્રી સઘળું સહન કરી લે છે - સિવાય પતિનું અપમાન. ગમે તેટલી ક્રૂરતા, અન્યાય, અનાચાર અનુભવવા છતાં પણ પુરુષ પ્રત્યે પ્રેમ, મમત્વ, ભાવના અને શ્રદ્ધા સ્ત્રી તો રાખતી જ આવી છે.

અનિવાર્ય કારણે રસોઈમાં કંઈક ખામી રહી જાય અને પતિ સારી રીતે જમી શકે નહીં, તો પત્નીના હૈયામાં કેવી વેદના થતી હશે એ બધાને શી રીતે સમજાય?

- ***શરદ બાબુ***

## સ્ત્રી-પુરુષના પરસ્પર ધર્મ

લગ્નની પવિત્ર ગાંઠ વડે બંધાયેલું સ્ત્રી-પુરુષનું જોડું અન્યોન્ય સારા-નરસા કર્તવ્ય વડે જન્મપર્યન્ત સુખી કે દુઃખી થાય છે. લગ્ન એ એવો સંબંધ છે કે જે વડે સ્ત્રી-પુરુષનું એકપણું હંમેશાંને માટે થાય છે. બંને સારાં હોય તો તેમનામાં અલૌકિક પ્રેમ ઉત્પન્ન થાય છે, જે પ્રેમ જિંદગીના અંત સુધી રહેશે. બ્રાઉન નામના એક અંગ્રેજ નવલકથાકારે કહ્યું છે કે, ''સૌન્દર્યમાં સંગીત છે અને પ્રેમનો શાંત ધ્વનિ એ કોઈ પણ વાદ્યતંત્રના સૂર કરતાં અતિમિષ્ટ છે.'' એ પ્રેમ ઈશ્વર પ્રત્યે અખંડ અને અપ્રતિમ પ્રેમથી જ ઊતરે છે. સંસારનું બંધારણ અને સુખદુઃખનું મૂળ જ સ્ત્રી-પુરુષ છે. બેમાંથી એક અનીતિવાન થવાથી બીજાને મહાદુઃખ થાય છે. જેમ પુરુષ નિર્વાહનાં સાધનો મેળવી સ્ત્રીને પોષવા બંધાયેલો છે, તેમ પુરુષનાં મેળવેલાં સાધનોનો સદુપયોગ કરવા અને તેને સુખી કરવા સ્ત્રી બંધાયેલી છે. પુરુષ સ્ત્રીને ગુલામડી કે મજૂરણ તરીકે



ગણે અને પોતાની અર્ધાંગના ન સમજે તથા તે પ્રમાણે તેને માનપાન ન આપે તો તે પોતાનું કર્તવ્ય ચૂકે છે, અને તેની માઠી અસર સ્ત્રી ઉપર અને છોકરાંછૈયાં ઉપર થાય છે. પ્રેમ એ જિંદગીનો સૂર્યપ્રકાશ છે. પ્રેમ વિષે સ્કોટ નામના પ્રસિદ્ધ કવિએ લખ્યું છે : ''તે ગુહ્ય લાગણી છે. તે રૂપેરી સાંકળ અને રેશમી બંધ છે, કે જે એકએકના હૃદયને અને એકએકના મનને - આખા શરીરને બાંધી શકે છે.'' આજના સમાજને અનુરૂપ નિયમો સ્ત્રીએ પાળવા જોઈએ. પુરુષે પણ સ્ત્રી પ્રત્યે વર્તન ઊંચી જાતનું રાખવું જોઈએ. વિનય એ સ્ત્રીનું વશીકરણ છે. સ્ત્રીને જોઈતાં સુખસાધન પુરુષ પૂરાં ન પાડે તો તે બેદરકાર કહેવાય.

Live : "By each other, till to love and live Be one."

'મા ઉમા! આવો પ્રેમ દરેકના જોડામાં મૂકો અને સુખી કરો.''

## પતિ-પત્નીને પરસ્પર

લગ્નજીવનને સુખી બનાવવા માટે પતિએ પણ મહેનત કરવાની હોય છે. ડેલ કાર્નેગીએ એ માટે કેટલાંક સૂચનો કર્યાં છે :

- ➩ તમારાં પત્નીની વરસગાંઠ કે તમારી લગ્નતિથિ યાદ રાખીને એમને ઉચિત ભેટ આપતા રહેજો.
- ➩ તમારાં પત્નીના સદ્ગુણો શોધતા રહી એની કદર કરતા રહેજો. એથી એમને ખૂબ જ આનંદ થશે.
- ➩ બીજાઓની હાજરીમાં તમારાં પત્નીના દોષ કાઢી એમને ઉતારી પાડવાની ભૂલ તો કદી કરશો જ નહીં.
- ➩ તમારાં પત્નીના સ્વભાવને સમજીને એમના થાક કે કંટાળાના સમયે એમને મદદ કરતા રહેજો.

તો ગૃહજીવનનું માધુર્ય સાચવવામાં તમારો આવો ફાળો મહત્ત્વનો ભાગ ભજવશે.

☐

ડેલ કાર્નેગીએ વિશ્વભરની પત્નીઓને ઉપયોગી થાય તેનું પણ માર્ગદર્શન આપ્યું છે :

- ➩ તમારા પતિને તેમના વ્યાવસાયિક કામકાજમાં સ્વતંત્રતા આપજો.
- ➩ એમના સાથીઓ વિષે કે આવવા-જવાના સમય વિષે ટીકા કરીને ગૃહજીવનમાં કડવાશ ના ઊભી કરતાં.
- ➩ તમારા ઘરને રસભર્યું, આકર્ષક અને સુશોભિત બનાવવા પ્રયત્ન કરજો.

➩ પતિને સહાયરૂપ થવા તેમના કામમાં રસ લેજો; સમજણ કેળવજો.
➩ તકલીફો હોય ત્યારે પણ હસતા વદને ઘર ચલાવી જાણજો. તો તમારો પ્રેમ નિરંતર વધતો જશે.

- *ડેલ કાર્નેગી*

## દૂરથી નમસ્કાર

કવિવર ટાગોરે તેમની જ એક કન્યાને સાસરે વળાવતાં તદ્દન સામાન્ય કહી શકાય એવા દાગીના તથા કપડાં આપ્યાં.

સગાંસંબંધીઓએ મોં મચકોડ્યાં અને કહ્યું : 'અમને તો શરમ લાગે છે એનાં કપડાંલત્તાં જોઈને.'

રવિબાબુએ ઉત્તર આપ્યો : 'જે માત્ર વેશ-સજાવટ અને સુવર્ણ કંકણોને જ જોઈ શકે છે, જેમની દૃષ્ટિ એથી વધુ આગળ કન્યાનાં શીલચારિત્ર્ય સુધી પહોંચી શકતી નથી; જેમનાં પ્રેમ, આદર કન્યાને નહિ, પણ તેનાં વસ્ત્રો અને દાગીનાને જ પ્રાપ્ત થાય છે એવા લોકો અને તેમના એ પ્રેમ-સન્માનને હું તો દૂરથી જ નમસ્કાર કરવાનું પસંદ કરું છું.

- ***રવીન્દ્રનાથ ટાગોર***

## એક પત્નીવ્રત (MONOGAMY)

આ સંસારમાં કંઈ પણ સુખ હોય તો તે પ્રેમમાં છે. શરીરયોગ, ધનયોગ, પદવીયોગ એ સર્વ કરતાં હૃદયયોગ ચઢતો ગણવામાં જરા પણ અતિશયોક્તિ નથી જ. હૃદયના વિસ્તાર અને તેની પ્રેમમય વૃત્તિમાં ખરી ભક્તિ ને ખરો ધર્મ વસે છે. અમે જગતમાં મનાતા. સહેજમાં ઊડી જતા કસુંબાના રંગ જેવા પ્રેમની વાતો કરતા નથી; અમે કરીશું પણ નહીં. પણ દિવ્ય ઘનશ્યામરૂપી પ્રેમના અમે ઉપાસક છીએ, અને તે જ દિવ્ય અલૌકિક પ્રેમમાં જ્ઞાતિભાઈઓ - સ્વદેશભાઈઓ અને સમસ્ત મનુષ્યજાતિ મસ્ત રહે એવી અમારી અભ્યર્થના છે. આવા દિવ્યરંગી અલૌકિક પ્રેમને સંબોધીને સ્કૉટે યથાર્થ લખ્યું છે કે :

True love's the gift which God has given
To man alone beneath the heaven.

His not fanfasis hot fire
whose wishes, soon as granted fly.

it liveth not in fierce desire
With dead desire it doth not die.



His Secret sympathy
The silver link, the silken tie

Which heart to heart and mind to mind
In body and in soul can.

આવા શુદ્ધ પ્રેમના વસંત કાવ્યાનુસાર :

ત્યજાશે દેહનાં બંધનો, ત્યજાશે સ્નેહ સંબંધો;
હૃદયનાં મર્મબંધનો, કદી એ પ્રેમ નહિ છૂટે.

જશે આ વિશ્વ ને માયા, કરમાશે કનકકાયા;
હરાશે હામ ને હૈયાં, કદી એ પ્રેમ નહિ છૂટે.

કદી જો આગમાં બાળો, બુઝાવી આગ એ દેશે;
ઉલેચી નીરને વ્હેશે, કદી એ પ્રેમ નહિ છૂટે.

જશે ઈન્શાન ને આલમ, જશે સૌ ઈલ્મનાં પોથાં;
જશે સૌ બોલનારાઓ, કદી એ પ્રેમ નહિ છૂટે.

જડાયો જીવ સાથે એ, નસોના રક્તમાં વહે છે;
રમે છે રોમ રોમે એ, કદી એ પ્રેમ નહિ છૂટે.

સદા છે, છે અને રહેશે, કદી એ પ્રેમ નહિ છૂટે;
જશે નહિ એક એનો એ, કદી એ પ્રેમ નહિ છૂટે.

પ્રભુ એ પ્રેમને પૂજે, જગત સૌ પ્રેમથી ધ્રૂજે;
ખરું એ શાસ્ત્રને સૂઝે કદીએ પ્રેમ નહિ છૂટે.

આ શુદ્ધ દિવ્ય પ્રેમની બલિહારી ગાવામાં એક પ્રકારની મોજ છે. પ્રેમનું મુખ્ય અધિષ્ઠાન સંસારમાં સ્ત્રીને સાધારણ રીતે માનવામાં આવે છે. કેમ કે શ્રીરામના દાદા અજે કહેલું છે કે, 'ગૃહિણી સચિવ, સખી પ્રિયઃ પ્રિયશિષ્યા લલિતે કલાવિધૌ.' એ ગણના વાસ્તવિક લાગે તેમાં નવાઈ નથી. સ્ત્રીઓનો શારીરિકબંધ અને માનસિક વ્યાપાર વિચારતાં તેને કોઈ કોમલ - મૃદુ કાર્ય માટે જ નિર્મેલી જણાય છે. પણ આજના આધુનિક યુગમાં તે બિચારી-બાપડી રહી નથી. પશ્ચિમના વાતાવરણને લઈ હક્ક માગતી થઈ છે. તે પુરુષ સમોવડી બને, સહચારિણી બને તે માટેનું આપણે વાતાવરણ આપવું જોઈએ. તે પદ પ્રાપ્ત માત્ર સંઘર્ષ કે ઈર્ષાથી નહિ, હરીફાઈ માટે નહિ પણ સ્ત્રી-જાગૃતિના લક્ષણ તરીકે માગવું જોઈએ. બંનેની પ્રકૃતિ જુદી હોવાથી હરીફાઈથી ઈર્ષા થવાનો સંભવ ઓછો છે.

સાયન્સના અભ્યાસીને સહજ જણાશે કે જ્યારે; Negative અને Positive વીજળીનાં દોરડાં સાથે થાય ત્યારે જ કાર્ય કરી શકાય. Positive અને Positive તેમજ Negative અને Negative કામ કરવાને જેવી રીતે અશક્ય છે તેમજ પુરુષ પુરુષનું અને સ્ત્રી સ્ત્રીનું અખંડ જોડું સંભવતું જ નથી; અને તેથી જ સ્ત્રી અને પુરુષનો સંબંધ અધિક રુચિકર અને દૃઢ થવાનો સંભવ છે તેમ કહેલું અક્ષરેઅક્ષર ખરું છે.

આવાં સ્ત્રી-પુરુષ વચ્ચે એક વાર થયેલી મૈત્રીની નિઃશેષ પરિપક્વતા માટે જરૂરનું છે કે : ''લગ્ન એક જ અને અખંડ થવું જોઈએ.'' સ્ત્રીને એકથી બીજો પુરુષ કે પુરુષને એકથી બીજી સ્ત્રી ઘટવી ન જોઈએ.

આ મૈત્રીને મિત્રતા કહો કે લગ્ન કહો. તે એક જ છે; અને લગ્ન કોને કહેવાં તે માટે ગોવર્ધનરામ ત્રિપાઠીએ એક બાળાના મુખેથી કહેવરાવ્યું છે કે,

(હરિગીત)

સંસારમાંહિ પ્રયાણ કાજ જ પાન્થ ચેતન સર્વ છે;
બે એકથી જ ભલાં પ્રવાસ વિશે વળી; કહ્યું એવું યે.
એ મિત્રતાનો હેતુ, પણ રસ-ઐક્ય વણ નહિ મિત્રતા;
નહિ ગ્રહે ઉરપારો વિગુણ ચિત્તસ્થળી પર સ્થિરતા.
રસ-ઐક્ય વીણ મન ઐક્ય નહિ એ સુખ શીખવું તે દીને;
મન ઐક્ય વીણ નહિ એ મિત્રતા, પ્રભવે, ગુરુજી, કો રીતે.
સ્ત્રી પુરુષ કેરું લગ્ન એવી મિત્રતાનો હેતુ છે;
ઘણી વાર આપના પાસથી મ્હેં તાત એવું જ સૂણ્યું છે.
અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણદંપતી,
વિનિમય કરે નિજ રસ તણો ઉર ઉર આગળ ઉઘાડી.
સંસાર સ્વાર્થ અભિન્ન થાતાં ભેદનું કારણ નહીં;
એ મિત્રતા વા સ્નેહ કહો, તે હાર્દ દંપતી-ભાવનું,
રસ ઐક્યથી ઉત્પન્ન થઈ રસ ઐક્યને વધારતું.

આત્મવત્ સર્વ ભૂતેષુ- પોતાના સમાન સર્વને નિહાળવાની કેળવણી લેવી. એક પત્નીવ્રત તેના શુદ્ધ સ્વરૂપમાં નીતિનું પોષક અને જન્મ-મરણનાં દુઃખોમાં દિલાસારૂપ છે, કારણ કે શુદ્ધ પ્રેમ સ્વર્ગ-ઈશ્વર છે, અને ઈશ્વર પોતે શુદ્ધ પ્રેમ જ છે.

And so the monogamy in is unfalsifiled from is the strongest support of pure morallty and the greatest consolation



in the sufferings of life and death; for love is Heaven and Heaven is love. માટે આર્યબંધુઓ, તેને વળગી રહો.

*- ડૉ. મંગુભાઈ પટેલ*

## મન-હૃદયનો વિવાહ

વિવાહનો અર્થ માત્ર બાહ્ય વિવાહ નથી; વિવાહ એટલે હૃદયનો વિવાહ, મનનો વિવાહ.

વર વધૂના ગળામાં માળા પહેરાવે છે એનો અર્થ એ છે કે, એકબીજાંનું હૃદય-પુષ્પ એકબીજાંને અર્પણ કરે છે.

અગ્નિની ચારે બાજુ સાત પગલાં ચાલવું એટલે આજીવન સાથે ચાલવું, સહકાર આપવો. પતિપત્ની સુખમાં અને દુઃખમાં સાથે રહેશે, સાથે ચડશે, સાથે પડશે.

એમની આજુબાજુ સૂતર લપેટવામાં આવે છે. એનો અર્થ એ છે કે પતિપત્નીનું જીવનપટ એકસાથે વણાશે, તાણાવાણા એક થશે. હવે કંઈ પણ જુદાપણું રહેશે નહિ.

*- સાને ગુરુજી*

## સામાજિક સુધારા માટે સત્યાગ્રહ કરો

લગ્ન, જન્મ અને મૃત્યુ સાથે કેટલાક ખોટા રિવાજો જોડાયેલા છે. સમાજના એ બધા કુરિવાજો, કુપ્રથાઓ અને કુસંસ્કારો સામે પણ સંઘર્ષની જરૂર છે. લગ્ન-વિવાહના પવિત્ર સંસ્કાર પણ બજારુ બની ગયા છે!

આ માટે યુવકોએ પ્રહ્લાદની માફક પોતાનાં માબાપની સામે પણ સત્યાગ્રહ કરવા તૈયાર થવું પડશે. તમે તમારાં માતાપિતાને ચોખ્ખેચોખ્ખું કહી દો કે, જે રીતે બજારમાં ઘોડા-બળદ વેચાય છે, તે રીતે અમે કાંઈ જાનવર નથી કે અમને પણ વેચવામાં આવે, બજારમાં અમારો ભાવ બોલાય અને છોકરીઓને પણ કહું છું કે, તમારામાં એવી હિંમત હોવી જોઈએ કે છોકરા પક્ષ તરફથી જો દહેજ વગેરેની માગણી થાય, તો એવા છોકરા સાથે અમે હરગિજ લગ્ન નહીં કરીએ એમ તમે કહી દો.

છોકરો કહે છે કે, મને પરદેશ મોકલો, તો પરણું! મને એમ્બેસેડર ગાડી અપાવી દો, તો પરણું! હવે, આ અભાગિયાઓને એમ પૂછીએ કે, શું તમે મોટરને પરણી રહ્યા છો? વિદેશયાત્રાને પરણી રહ્યા છો? તમારે પત્નીની પસંદગી કરવાની છે કે મોટરની?

આવી જ રીતે લગ્ન તેમજ બીજા-ત્રીજા પ્રસંગોએ ધનિકો અને પ્રધાનો વગેરે જે દેખાડો ને ઠઠારો કરે છે તે બંધ થવું જોઈએ.

વ્યક્તિ અને સમાજના પ્રત્યેક પાસાને બદલવાની, લગ્નવિવાહ, નાત-જાત, અર્થનીતિ, શિક્ષણનીતિ, સામાજિક પરંપરા, બધાને બદલવાની, એક નવો સમાજ કાયમ કરવાની આ વાત છે.

*- લોકનાયક જયપ્રકાશ નારાયણ*

## પડદો જવો જ જોઈએ

રક્ષણને માટે ભૂતકાળમાં પડદો દાખલ થયો હશે, પણ અત્યારે તો ભયના તે દિવસો ગયા છે અને પડદો પોતે જ ભયંકર થઈ પડ્યો છે. શરીર અને મન ઉપર એ કેવી ભયંકર અસર કરે છે એ બતાવવાની તો હવે જરૂર નથી. સમાજમાં સ્ત્રીએ પોતાનું સાચું સ્થાન લેવું હોય તો પડદો જવો જ જોઈએ. માનસિક સ્વતંત્રતા જોઈતી હોય તો પડદો જવો જ જોઈએ. પડદા પાછળની સ્ત્રી પાંજરામાંના પક્ષી જેવી કેદી છે. એને અજ્ઞાન રાખવામાં આવે છે અને પાળેલા પશુની પેઠે ઉછેરવામાં આવે છે. એની મરજી વિરુદ્ધ પરણાવી દેવામાં પણ આવે છે. ગળું કાપનાર કસાઈના હાથ ચાટનાર ગાયના જેવી તેને બનાવી દીધી છે. આપણા દેશભક્તો રાજકીય સ્વતંત્રતાને માટે આકાશ-પાતાળ એક કરે છે, પણ સામાજિક સુધારણાને તેઓએ પાછળ ધકેલી મૂકી છે. એમને કવિ શેલીનું વાક્ય સંભળાવી દેવું ઘટે કે, ''સ્ત્રી જ્યાં સુધી ગુલામ હશે ત્યાં સુધી પુરુષ સ્વતંત્ર થવાનો છે? સ્ત્રીની ઉન્નતિ વિના પુરુષની ઉન્નતિ - રાજકીય, સામાજિક અને આર્થિક પણ સૌ - ધૂળ ઉપર લીંપણ છે.''

*- રાણીશ્રી ચીમનાબાઈ ગાયકવાડ*
*(પૂણે અખિલ ભારત સ્ત્રી-પરિષદ)*

## બાળકો એ પ્રભુના ઘરનાં મહેમાન છે

પુરુષ અને સ્ત્રી એ સંસારરથનાં બે પૈડાં સમાન છે. આપણે સ્ત્રીઓ પુરુષો કરતાં જરાયે ઊતરતા નથી. આપણે નિરાધાર છીએ, લાચાર છીએ તે આપણી શક્તિની જાણને અભાવે. માતાની શક્તિ વગર જગતમાં કશું થઈ ન શકે, પણ આજે આપણે ઢોર જેવાં રહ્યાં છીએ, બાળકોને ઉછેરવાનું પણ આપણને આવડતું નથી.

બાળક એ પ્રભુના ઘરનાં મહેમાન છે. એમને ઉછેરવાં એટલે મહેમાનની મહેમાનગીરી કરવી. પુરુષ અને સ્ત્રી પરણે છે તે રોટલા માટે નહિ કે છોકરાં



ઉત્પન્ન કરી વંશવૃદ્ધિ કરવા માટે પણ નહિ. પ્રભુનું વિશ્વનું કામ આગળ વધતું રહે તે ગૃહસ્થાશ્રમ છે. આજે તો માતૃશક્તિ સિવાય આપણું સંસારનું રગશિયું ગાડું જીવ વગરનું હાલ્યા કરે છે. માણસને કર્મ પ્રમાણે સ્થિતિ મળે છે. ભવિષ્ય સુધારવાનું આપણા હાથમાં છે. આપણને આપણી શક્તિનું ભાન થાય, આપણામાં રહેલી અનંત શક્તિ સમજાય ત્યારે જ આપણી સ્થિતિ સુધરે.

કસાઈ કરતાં પણ ભૂંડું વર્તન છોકરીઓ પ્રત્યે ચલાવાય છે. આપણી આ કેવી અધોદશા! કસાઈ તો પારકાને પીડે છે, ત્યારે આપણે આપણાં પેટનાં બાળકોને વેચી નાખીએ છીએ. છોકરીના કે છોકરાના પૈસા લેવા એ ભૂંડું કામ છે.

*- સુલોચનાબહેન દેસાઈ*

## સાંસારિક ભોગો ભોગવવામાં સંયમ સેવજો

તમારું એક એક કાર્ય સાથે વિચારેલું અને સુખદુઃખ જ્ઞાનપૂર્વક ભોગવેલું હોવું જોઈએ. સંજોગોવશાત્ જે સ્થિતિ પ્રાપ્ત થાય, તેમાં રસપૂર્વક સાથે રહેતાં શીખજો. સુખ માટે બહાર ફાંફાં નહીં મારતાં અંદર શોધજો અને આવતી આપત્તિ ટાળવા નૈતિક દૃષ્ટિએ પુરુષાર્થ કરજો.

સત્કાર્યો અને સજ્જનોનો સહવાસ શોધજો, એ હંમેશાં સુખકર નીવડે છે. શુદ્ધ શારીરિક શ્રમ સાથે જીવનવ્યવહાર કરકસરથી કરતાં જરૂરિયાતો ઘટે છે. ઓછી જરૂરિયાતો જ જીવનમાં શાંતિ આપે છે.

ધનની લાલસા વધારશો નહીં, છતાં પુરુષાર્થ કરવામાં પ્રમાદ ન સેવશો, હસ્તે મોઢે મર્દાઈથી જીવજો.

જીવનમાં ગૂંચ પડે તો ઉકેલજો, તોડશો નહિ. તૂટેલી ગૂંચ કદાચ સંધાય ખરી પણ વચ્ચે ગાંઠ રહી જાય છે.

આજનો આ પવિત્ર દિવસ યાદ રાખી શુદ્ધ પ્રેમની મૂડી વધારજો, સાંસારિક ભોગો ભોગવવામાં સંયમ સેવજો.

પ્રભુ તમારાં શુભ કાર્યોમાં રસ પૂરો.

*- પૂ. રવિશંકર મહારાજ*

## સ્ત્રી એટલે વિશ્રાંતિ

સ્ત્રીને હું એક પર્યાય આપું છું. સ્ત્રી એટલે વિશ્રાંતિ. માણસ રણમાં પગે ચાલતો હોય, ચારે તરફ લૂ વાતી હોય; તાપે તપેલા, થાકેલા, હારેલા, કંટાળેલા એ માણસને એ વખતે એકાદ નાનું સરખું ઝાડ મળી જાય તો? એની છાયામાં

એને કેટલો આનંદ થાય અને એ સમયે માટલીનું ઠંડું પાણી મળી જાય તો એના આત્માને કેટલી શાંતિ મળે!

બસ, ગૃહસ્થાશ્રમનું પણ આમ જ છે. ગૃહસ્થાશ્રમમાં ચારેય તરફથી હંમેશાં સુખ જ મળ્યા કરે એ શક્ય જ નથી. એમાં પણ દુઃખના ઊના વાયરા આવવાના. એ વખતે એ દુઃખોથી કંટાળેલો, હારેલો, થાકેલો, સાવ નિસ્તેજ થઈ ગયેલો પુરુષ ઉંબરામાં પગ મૂકતાંની સાથે નવી તાજગી, નવું જીવન મેળવે છે, અને પત્નીના હાથનો પાણીનો પ્યાલો પીતાં એનો બધો થાક ઊતરી જાય છે.

ગૃહસ્થાશ્રમમાં પુરુષ માટે વિશ્રાંતિનું કોઈ સ્થાન હોય તો તે સ્ત્રી છે. સ્ત્રીનું નામ જ વિશ્રાંતિ.

- *સ્વામી સચ્ચિદાનંદજી*

## સભાનતામાં મિલન સાધવાનું છે

તમારાં શારીરિક જીવનને જોડવાં, તમારી સ્થૂળ હિતની વસ્તુઓને જોડવી, જીવનની મુશ્કેલીઓ, પરાજયો-વિજયોનો સાથે રહીને સામનો કરવાને જીવનમાં સહકાર સાધવો - લગ્નનો આ જ પાયો છે. પણ તમે જાણો છો કે આટલી વસ્તુ પૂરતી નથી.

એ સર્વથી પર, આપણા અનુભવના છેક તળિયે, મધ્યમાં અને ટોચ ઉપર અસ્તિત્વનું એક પરમ સત્ય, એક શાશ્વત પ્રકાશ આવી રહેલ છે : જન્મ, દેશ, પરિસ્થિતિ, કેળવણી એ બધાંના સર્વ સંયોગથી સ્વતંત્ર એવા આપણા આધ્યાત્મિક વિકારનું મૂળ છે. એ તત્ત્વ આપણા અસ્તિત્વને એક ચોક્કસ નવી ગતિ આપે છે. આપણા ભાવિનો નિર્ણય એ તત્ત્વ કરે છે. આ તત્ત્વની સભાનતામાં મિલન સાધવાનું છે. અભીપ્સા અને આરોહણમાં એક થઈ રહેવું, આધ્યાત્મિક પથ ઉપર એકીસાથે ડગલાં ભરતાં ભરતાં, આગળ વધવું - એક સ્થાયી મિલનનું રહસ્ય આવું છે.

- *શ્રી માતાજી*

## નાવિક અને નાવડી

પતિ અને પત્નીનો સંબંધ પવિત્ર છે. પત્ની ભોગ માટે નથી, ધર્મના આચરણ માટે છે. **સહધર્માચરણાય** - તેથી તો તેને ધર્મપત્ની કહી છે. એકલો પુરુષ કે એકલી સ્ત્રી ધર્મમાર્ગમાં આગળ વધી શકતાં નથી.

એકલો નાવિક કે એકલી નાવડી સાગર પાર કરી શકે નહીં. બંને સાથે હોય તો સાગર પાર કરી શકાય.



સ્ત્રી નાવડી છે, પુરુષ નાવિક છે. સંસારસાગર તરવા માટે બંનેને એકબીજાંનો સાથ આવશ્યક છે.

પુરુષમાં વિવેક હોય છે અને સ્ત્રીમાં સ્નેહ વિશેષ હોય છે. વિવેક અને સ્નેહ ભેગાં મળે ત્યાં ભક્તિ પ્રગટ થાય છે.

પત્નીનો સંગ એ કામ-સંગ નથી, પણ સત્સંગ છે. સત્સંગથી ગૃહસ્થાશ્રમ સફળ થાય ને મન શુદ્ધ થાય છે.

ગૃહસ્થાશ્રમીઓનો આનંદ અનેક વખતના યોગીઓના આનંદ કરતાં પણ શ્રેષ્ઠ છે.

નંદ-યશોદાજી જેવો, દશરથ કૌશલ્યાજી જેવો ગૃહસ્થાશ્રમ હોય તો આજે પણ પરમાત્મા પ્રગટ થાય.

– *શ્રી રામચંદ્રજી ડોંગરેજી*

## બે જીવન એકતાનું પ્રતીક

હસ્તમેળાપમાં બે હાથ ભેગા થયા હતા તે કંકુની છાપ (થાપા)માં પણ ભેગા થાય છે. બે હૃદયના મિલનનો એ સંકેત છે. બે જીવની એકતાનું પ્રતીક છે ને એક નવા જીવનના આગમનની આગાહી છે. લગ્નના દિવસે ઘરની દીવાલે વરકન્યાએ પાડેલી ચાર હથેળીની છાપ કરતાં દુનિયામાં બીજો કોઈ વધુ મંગળ સંકેત નહીં હોય.

હે વરકન્યા!

તમારા જીવનના આ શુભમાં શુભ દિવસે તમે દિલમાં એ પ્રતિજ્ઞા લો અને એકબીજાની પાસે લેવડાવો કે હવે એ સુંદર છાપ, એ પવિત્ર મહોર, એ કંકુના થાપા તમે બધે પાડતાં જશો; સમાજ ઉપર પાડતાં જશો ને દુનિયા ઉપર પાડતાં જશો. તમારા ઘેર પાડતાં જશો ને તમારાં સંતાનો ઉપર પાડતાં જશો - હા, અને વિશેષ તો એકબીજાંના હૃદય ઉપર એ પ્રેમ, સમર્પણને ભક્તિરૂપ કંકુની મંગળ છાપ હંમેશાં પાડતાં રહો.

આ તમારાં લગ્નનો મર્મ છે.

– *ફાધર વાલેસ*

## ગૃહસ્થાશ્રમ-વિકાસનું વિદ્યાલય

અર્ધનારી-નટેશ્વર મનુષ્યનું ધ્યેય છે. પુરુષ કઠોર હોય છે, સ્ત્રી મૃદુ હોય છે. પતિએ પત્ની પાસેથી મૃદુતા શીખવી જોઈએ. સ્ત્રીએ પુરુષ પાસેથી કઠોર બનવાનું શીખવું જોઈએ. જરૂર પડ્યે મીણથી પણ અધિક મૃદુ અને વજ્રથી પણ અધિક કઠોર બનતાં શીખવું જોઈએ.

કેવળ પુરુષ અપૂર્ણ છે. કેવળ સ્ત્રી પણ અપૂર્ણ છે. બંનેના ગુણોના મિલનમાં જ પૂર્ણતા છે.

ગૃહસ્થાશ્રમ પતિ-પત્નીને પૂર્ણ બનવાની પાઠશાળા છે, સર્વાંગીણ વિકાસની વિદ્યાલય છે, હૃદય અને બુદ્ધિના ગુણ કેળવવાનું તાલીમકેન્દ્ર છે.

શરીરપ્રેમ એ સાચો પ્રેમ નથી. શરીર આવતી કાલે કરૂપ થશે તો!

આપણે પ્રારંભ દેહથી કરીશું, પણ થઈશું દેહાતીત.

માણસ ઘરના આંગણામાંથી ઘરના પ્રથમ ભાગમાં આવે છે, પછી મધ્ય ભાગમાં અને અંતે દેવઘરમાં જાય છે. એ જ રીતે વર-વધૂએ એકબીજાંના હૃદયક્ષેત્રમાં જવું જોઈએ. એમને એ અનુભવ થવો જોઈએ કે કેવળ શરીરપૂજા કરનાર અમારું અપમાન કરે છે.

પતિ-પત્ની એકબીજાંને માટી કે માંસનો પિંડ ન સમજે. ધીરે ધીરે આ માટીમાં જે ઉદાત્તતા છે, ઉપર ઊઠવાની શક્તિ છે, એના પર જ એમણે ધ્યાન આપવું જોઈએ.

પતિને જોતાં જ પત્નીને એની દિવ્યતા દેખાવી જોઈએ, પત્નીને જોતાં જ પતિને એવી પ્રતીતિ થવી જોઈએ કે એ દેવી છે.

એક દિવસ ભોગવિલાસમાંથી વિરક્ત થવાનું છે. દેહની અંદર પ્રવેશ કરીને આત્માને આત્મા સાથે જોડવાનો છે.

*– સાને ગુરુજી*

## માતાની કિંમત - બહેનો, જાગૃત થાઓ

શાસ્ત્રમાં મનુમહારાજે માતાને સૌથી ઉત્તમ પદે સ્થાપેલી છે. મનુ મહારાજ કહે છે કે દશ ઉપાધ્યાય એક આચાર્યની બરાબર છે, સો આચાર્ય એક પિતાની બરોબર છે, અને સો પિતા એક માતાની બરાબર છે. જેને યોગ્ય માતા મળેલી હોય એ પુરુષ ધન્ય છે. મા એ પૃથ્વીસ્વરૂપ છે, દશ માસ સુધી જે સંસ્કાર પોતાના બાળક ઉપર પાડી શકે તેવી જ એની પ્રકૃતિ ઘડાય. બાળકોને માતાઓ જ ઉત્તમ પ્રકારના સંસ્કારી બનાવી શકે. સ્ત્રીઓ શું નથી? એ પતિત નથી, પણ એ શક્તિ છે. જગજનની છે, અન્નપૂર્ણા છે. કેમેરામાં જેમ ફોટો પડી જાય છે અને ફોટોગ્રાફરને જેમ સાફસૂફ કરવાનો જ બાકી રહે છે, તેમ બાળકના સંસ્કારો તો માતાના ગર્ભમાંથી જ પડે છે. શિક્ષકને તો પેલા ફોટોગ્રાફરની પેઠે એ સંસ્કારોને સાફ કરી ચકચકિત કરવાનું જ રહે છે. મને તમે એક બાળકને બે માસ સુધી સોંપો તો એનાં માબાપ કેવાં છે એ કહી આપું, કારણ કે છોકરાં એ માબાપના સુસંસ્કાર અને



કુસંસ્કારની આબેહૂબ પ્રતિમા જેવાં છે. જેમ કાર્યને જાણ્યાથી કારણ મળે, તેમ બાળકને જોવાથી એનાં માબાપની ખાસિયતનો પત્તો લાગે.

બહેનો, તમે સમજી જાઓ કે આજે આપણે ક્યાં છીએ. પાટીદાર સ્ત્રીની આજની અધોદશાથી મને ઘણું દુઃખ થાય છે! ભાયડાઓને શું કહું? કોઈ મરદ બૈરીના પૈસા પર ગુજરાન કરવાની ઇચ્છા ધરાવે એને કયું ઉપનામ આપું? દુનિયાના કયા શાસ્ત્રમાં, કયા ધર્મમાં બૈરીને પૈસે ગુજરાન કરવાનું લખ્યું છે? કુળવાન તો તે જ છે કે જે પોતાને પાને પડેલાંને પાળે! સ્ત્રીઓ તો સીતાજીની પેઠે પુરુષદેહની છાયા સમોવડી છે. પુરુષ કાય છે તો સ્ત્રી એનો ઓળો છે. સ્ત્રી એ ઘરની લક્ષ્મી છે, એ શક્તિ છે એને પૈસા માટે પિયર મોકલી દેવી અને એ પિયરમાંથી પૈસા લાવે અને મરદ તાગડધિન્ના કરે એ શું? એના કરતાં તો અમે મરદો ભલે ચૂડી પહેરી લઈએ! મરદનો બચ્ચો તો બૈરીના પૈસા પર લહેર મારવાનું કદી ન ઇચ્છે, પણ આજે તો દીકરી અપાય છે અને એની સાથે માબાપને જન્મારા સુધી જમાઈનું ઘસાઈ છૂટવું પડે છે. કન્યાદાન થયું પછી માબાપ પર બોજો શા માટે? શા માટે માબાપ પર વધારે તકાદો થાય છે? શા માટે દીકરીઓને રહેંસી નંખાય છે? સ્ત્રી શક્તિ છે એ જીવનમાં – વ્યવહારમાં ખરું પાડી બતાવો.

***– શ્રી મહારાણીશંકર શર્મા***

## એક છોકરો હોય તો કહેશે કંઈ છોકરાં છે?

આ યુગમાં વધારે સુખ મેળવવાની ઇચ્છા થાય છે, પણ સુખી થવાનો માર્ગ જડી આવતો નથી, કારણ કે આપણે સ્ત્રીઓ નકામાં દુઃખ માથે કરી રહ્યાં છીએ. વંટોળિયા જેવી આપણી સ્થિતિ છે. આપણે ક્યાંથી આવ્યાં અને ક્યાં જવાનાં છીએ તેનો વિચાર આપણે કરતાં નથી. રા. ગોવર્ધનરામે કહેલું કે, ''નારીને સેવા વિણ નહીં કરમમાં બીજું કંઈ.'' સ્ત્રીઓ માને છે કે, પોતે દુઃખ ભોગવવા માટે જન્મેલી છે એમ આપણે માની લઈએ છીએ તેથી દુઃખી છીએ. મુશ્કેલી વખતે હિંમત રાખતાં આપણને આવડતું નથી. જે વસ્તુ નથી એનો આપણે શોક કર્યા કરીએ છીએ, પણ જે વસ્તુ છે એનો ઉપયોગ કરતાં નથી. એક છોકરો હોય તો કહેશે : કંઈ છોકરાં છે?

***– ગં. સ્વ. સુલોચના દેસાઈ***

*(પાટીદાર ભગિનીસમાજની પરિષદ)*

## ઘૂમટો ગૂંગળાવી મારશે

મુસલમાનો પોતાની સ્ત્રીઓ પ્રત્યે એટલા બધા બેદરકાર છે. ઈસ્લામના નામે કે મસ્જિદના ભાગ્યા પથરાને માટે મુસલમાનો પોતાનો જીવ કુરબાન કરી દેવા તૈયાર થઈ જાય છે એ જાણું છું; પણ પોતાના પયગમ્બરનો ઉપદેશ સાંભળવા આતુર નથી. ઘૂમટાના રિવાજને અપાનવાયુ (કાર્બોનિક ઍસિડ ગૅસ) સાથે સરખાવી શકાય. એ વાયુથી સાવધાન ના રહીએ, તો થેનોઈને મરીએ. તેવી જ રીતે પડદાવાયુથી પડદામાંની આપણી બહેનો થેનોઈને ધીરે ધીરે મરતી જાય છે.

– ***મિસિસ હુસેન***
*(બંગાળી સ્ત્રીકેળવણી પરિષદ)*

## કશાની એને પરવા નહીં રહે

સ્નેહ એ જ નારીની અવિચળ, દૃઢ કામના છે; સ્નેહ એ જ એના આકાશમાં સોનાસમો સૂર્ય છે - રૂપાકર્ષણને નીચ અને મોહભાવે નહિ, પણ ઉચ્ચભાવે પરસ્પર અનુસક્ત રહી સંયોજાય એવો, માતા અને બાળકના જેવો સ્નેહ. સ્ત્રીઓમાં આ સ્નેહ હોય તો પછી એ સ્વતંત્રતા, સ્વાધીનતા, ચૂંટણીના હક, ધનસંપદ, સત્તા કે કીર્તિ કશાની એને પરવા નહીં રહે. – ***જી. એલ. ફરેરો***

## કંકુ ને કન્યા!

કન્યા પાછળ આપવા-લેવાનો રિવાજ દુષ્ટ છે. એનાથી સ્ત્રીત્વ વેડફાઈ જાય છે. કંકુ ને કન્યા આપવાનો રિવાજ આપણે પાડવો જોઈએ. કન્યાનું દાન અપાયા પછી માબાપો પર લૂગડાં કરવાનો ભાર ન રહેવો જોઈએ. વળી એ વસ્તુ પણ આપણે સમજવી જોઈએ કે વહુ એ આપણી ખરી મિલકત છે. સાસુ મોટાં છે એટલે એણે પોતાની વહુ તરફ ભોળાભાવથી વર્તવું જોઈએ. પણ આજે આપણી સાસુઓ પોતે એક દિવસ વહુ હતી એ વાત ભૂલી જાય છે એ ખેદનો વિષય છે. વહુએ કોથળામાં આણેલું તે ખાવાનું પણ આપણે એને ચખાડીએ નહિ, તો વહુ ચોરી કરે એમાં શી નવાઈ? જો સારી વહુઓ જોઈતી હોય તો આપણે સારી સાસુઓ થવું પડે.

આજે તો આપણા ઘરમાં વહુ આવે એટલે આપણે એને ગભરાવી મારીએ છીએ. એ કેટલાં ઘરેણાં લાવી? કોથળામાં શું લાવી? કેટલી સોપારીઓ લાવી એની પહેલી તપાસ કરીએ છીએ. આ ખરાબ છે. આપણી દીકરીના જેવી જ વહુ છે એ આપણે ભૂલી જવું ન જોઈએ. – ***કુ. મણિબહેન વલ્લભભાઈ પટેલ***
*(પ્રમુખ, પાટીદાર ભગિનીસમાજ)*



## જ્ઞાનપૂર્વક શુદ્ધ પ્રેમનું સમર્પણ

તમારો સંસાર સુખરૂપ નીવડે એટલા ખાતર થોડી સલાહ આપું છું.

લગ્ન એ સંસ્કાર છે. એમાં પ્રેમ, પવિત્રતા અને ત્યાગનું પ્રાધાન્ય છે. લગ્નમાં સુખ મેળવવા કરતાં સુખ આપવાનો વિચાર રહેલો છે. એટલે જેની સાથે લગ્નગ્રંથિથી જોડાઈએ એની પાસેથી સુખ મળશે એવી આશા રાખ્યા કરતાં, હું એને સુખી કરીશ એવી ભાવનાથી લગ્ન કરવું જોઈએ. આમ થાય તો કદી દુઃખ ભોગવવાવારો આવે નહીં.

લગ્ન એટલે જ્ઞાનપૂર્વક શુદ્ધ પ્રેમનું સમર્પણ. તમે એકબીજાની શાંતિ માટે તમારું સર્વસ્વ અર્પણ કરજો, જેથી તમારાં શરીર જુદાં દેખાવા છતાં એક જ હોય. તમારાં વાણી, વિચાર અને વર્તન એક જ હોય. જુદી જુદી નદીઓનાં પાણી ભેગાં થાય છે ત્યારે ઓળખાતાં નથી, તેમ તમારાં કાર્યો જુદાં છે એમ તમને પણ ન દેખાય એ રીતે વર્તજો. – ***રવિશંકર મહારાજ***

## એકતાની વૃદ્ધિ થજો

હે નવદંપતી!

તમે ઘણી મોટી અને પવિત્ર જવાબદારી પોતાને માથે લીધી છે. સંસારમાં અનેક મુશ્કેલીઓ છે, સંકટો છે. તે બધાંમાંથી તમારું શીલ કાયમ રાખી તમારે પાર જવાનું છે.

ગૃહસ્થજીવનમાં કાંઈ કોઈ વાર તમારા બેની વચ્ચે પણ મતભેદ અને અસંતોષના પ્રસંગો આવશે, પરંતુ તે વખતે તમે ઉદારતા રાખજો, એકબીજાંને નભાવી લેતાં શીખજો. બીજાના દોષો વિશે ક્ષમાવૃત્તિ રાખજો. અહંકાર અને દુરાગ્રહ ન રાખતાં, અંતર્મુખ થઈને પોતાના દોષો શોધજો, તપાસજો અને સુધારજો.

દુર્બુદ્ધિને ચિત્તમાં આશરો આપશો નહીં. માંહેમાંહે સંશય રાખશો નહીં. તમારા બંનેને લીધે આખા કુટુંબમાં સુખ, આનંદ, પ્રેમ. વિશ્વાસ, એકતાની વૃદ્ધિ થતી રહેવી જોઈએ. – ***કેદારનાથજી***

## શ્રેષ્ઠ સખા

ભાર્યા મનુષ્યનું અર્ધાંગ છે. ભાર્યા શ્રેષ્ઠ સખા છે. ભાર્યા ત્રિવર્ગ ધર્મ, અર્થ અને કામનું મૂળ છે અને ભાર્યા મરતાની (પતિના અંતસમયની પણ) મિત્ર છે.

પ્રવાસીજનને પત્ની વનમાં પણ વિશ્રામ આપનારી છે, વળી, જે પત્નીવાળો છે તે જ વિશ્વાસપાત્ર છે, માટે પત્ની પરમગતિ છે.

માનસિક સંતોષથી બળીજળીને રહેતા અને વ્યાધિથી દુઃખી થયેલાં મનુષ્યો જેમ તાપથી અકળાયેલા (ઠંડા) પાણીથી આહ્‌લાદ પામે તેમ પોતાની પત્નીઓમાં આહ્‌લાદ પામે છે. (મહાભારત)

## નવવધૂને અગિયાર ઉપદેશ

જાપાનમાં માતા પુત્રીને લગ્ન દિવસે નીચેના ૧૧ ઉપદેશ આપે છે.

૧. બહેન, આજે લગ્ન થયા પછી તું મારી પુત્રી નહિ રહે. આજ સુધી તું જે પ્રકારે મારી અને તારા પિતાની આજ્ઞા પાળતી રહી છે, તે જ પ્રમાણે હવે તારાં સાસુસસરાની આજ્ઞાનું પાલન કરજે.
૨. લગ્ન પછી માત્ર એક જ પતિ તારો સ્વામી થશે. તેની સાથે હંમેશાં નમ્રતા અને મોટું મન રાખજે. પોતાના પતિની આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરવું એ સ્ત્રીનો સર્વશ્રેષ્ઠ ગુણ છે.
૩. તારાં સાસરિયાં સાથે હંમેશાં વિનય અને સહનશીલતા રાખજે.
૪. તેમની સાથે કદી અણબનાવ ન કરીશ. નહિ તો, પતિનો પ્રેમ ખોઈશ.
૫. ક્રોધ ન કરીશ; પતિ કંઈ અયોગ્ય કરે ત્યારે પણ મૌન જ રાખજે અને જ્યારે પતિ શાંત થાય ત્યારે નમ્રતાથી તેમને સમજાવજે.
૬. બહુ વાતો ના કરીશ. જૂઠું ના બોલીશ. પાડોશીની નિંદા ન કરીશ.
૭. હાથ જોનાર વગેરેને તારા ભાગ્યની હકીકત ન પૂછીશ.
૮. તારું ગૃહકાર્ય કરકસરથી ચલાવજે અને સાવધાનીપૂર્વક બધી વ્યવસ્થા રાખજે.
૯. તારા પિતાની ઉચ્ચ પદવી અથવા અમીરીનો ફાંકો ન રાખીશ. પતિ સમક્ષ તારા પિતાની ધનાઢ્યતાનાં કદી પણ વખાણ ના કરીશ.
૧૦. તું યુવાન છે, છતાં યુવતીઓના ટોળામાં ન બેસતી. (વૃદ્ધો પાસે જ બેસવું હિતકર છે.)
૧૧. હંમેશાં સ્વચ્છતા અને લજ્જા જળવાય તેવાં જ વસ્ત્રો પહેરજે. વધુ ભભકાદાર રંગનાં વસ્ત્ર ના પહેરીશ.

આ ઉપદેશ પ્રાચીન કાળથી પરંપરાગત ચાલતો આવ્યો છે.

## સ્ત્રીઓને વિનંતી

સ્ત્રીઓને સુખી થવા માટે એક સ્ત્રી-સહાયક મંડળે આપેલી સૂચનાઓઃ

૧. ઉડાઉ થશો નહિ. એક પુરુષને આર્થિક પરાધીનતામાંથી છૂટીને સ્વતંત્ર થવાનું ભવિષ્ય જ જોવું ગમે છે. તેને બીજું કાંઈ ગમતું નથી.



૨. તમારું ઘર સાફ રાખજો. આખો દિવસ કામ કરીને થાકી ગયેલા પુરુષને પોતાના સુવ્યવસ્થિત સ્વચ્છ ઘરથી જેટલો આનંદ મળે છે તેટલો બીજા કશાયથી મળતો નથી.
૩. તમારો દેહ કદરૂપો બને તેવું કશું જ થવા દેશો નહિ.
૪. બીજા પુરુષો તમારા તરફ ખેંચાય તેવું પણ કશું જ કરશો નહિ; કેમકે ધણીઓ ઘણા અદેખા હોય છે અને કેટલાક નિષ્કારણ વહેમી બને છે.
૫. પોતાનો પતિ વાજબી નિયમ પાળવાનું કહે તો સામાં થતાં નહિ.
૬. તમારા પિયરમાં બહુ વખત ગુમાવશો નહિ.
૭. તમારી કૌટુંબિક બાબતોમાં તમારા પાડોશીની સલાહ માનતાં નહિ, અથવા તમારાં પિયરિયાંની સલાહે ચાલવાનો બહુ આગ્રહ કરતાં નહિ, પણ જાતે જ વિચાર કરી લેજો અને તમારા ધણી સાથે મસલત કરજો.
૮. તમારા ધણીને ઉતારી પાડશો નહિ. આવેશમાં પણ તમે તમારા ધણી માટે દર્શાવેલા ખોટા વિચારનો બીજાઓ લાભ લઈ તેને તમારા ધણીના ચારિત્ર્ય અને શક્તિઓનું ખરું માપ માનશે.
૯. હસજો. સર્વ બાબતોમાં ધ્યાન રાખજો. તમારો ધણી કંટાળ્યો હશે, થાક્યો હશે તો તમારું હાસ્ય તેનો થાક ઉતારશે. તમારા ધણીની લાગણીઓનો જો તમો ખ્યાલ રાખશો, તો તે પણ તમારી લાગણીઓને માન આપશે.
૧૦. તમારું સ્ત્રીત્વ ભૂલશો નહિ. પુરુષો, એ વધારે મોટાં થયેલાં બાળકો છે. તેઓને પટાવશો, તેની પરવા તેઓ નહિ કરે, પણ દબાવવા જશો તો સામે થશે. જો તમે સ્ત્રીઉચિત વિનય અને સહનશીલતાથી તેની સાથે વર્તશો, તો તે અવળા સ્વભાવનો હશે તોપણ તમારા તરફ તેનો સદ્‌ભાવ ખેંચાશે અને તેને અંકુશમાં રાખી શકાશે.

## વરની કિંમત

એક પ્રશ્નકાર વરના જુલમ વિશે નીચે પ્રમાણે લખે છે :

‘‘બંગાળીઓમાં, દક્ષિણીઓમાં, પાટીદારોમાં, ગરાસિયાઓમાં ને સુધરેલી કહેવાતી પારસી કોમમાં વર માટે બધાને પૈસા ખર્ચવા પડે છે. એક તો છોકરી ઉછેરીને મોટી કરવી અને ઉપરથી મોટી રકમ વરને આપવી અને તેમાંયે જો ૫-૭ છોકરીઓ હોય તો પૂરી કમબખ્તી! - ને દીકરી છે તેમને પણ આ જ સંકટ આવીને ઊભું રહ્યું છે. ૧૫થી ૨૦ હજાર રૂપિયા વરને આપશે, ત્યારે દીકરી પરણશે.’’

બાપ કન્યાને વેચે છે એ રિવાજ તો દુષ્ટ છે જ, પણ વર જ્યારે કન્યાના બાપની પાસેથી પરણવાની મહેરબાનીનો દંડ લે છે ત્યારે નીચતાની હદ આવી જાય છે. બાપે આવો દંડ નહિ આપવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ, કન્યાને મોટી થવા દેવી જોઈએ, ને મોટી થયેલી કન્યાને લાલચુ જુવાન સામે જોવાની જ ના પાડવી જોઈએ. વિવાહ એ જિંદગીનું પરમ કર્તવ્ય નથી. પૈસાની લાલચે કરેલા વિવાહ વિવાહ નથી, એક નીચ સોદો છે. નવયુવકોએ આવા સોદામાંથી ઊગરવું જોઈએ. સસરાને દંડીને મોજશોખ માણવા અથવા ભણવું એ મોજશોખમાં કે ભણવામાં પાપ છે એમ તેઓ - નવયુવકો સમજે.

– ***મહાત્માજી***

*(નવજીવન, ૨-૯-૧૯૨૮)*

## પુરુષોની ગુલામી છોડો

''તમારા મનના અનેક તરંગોના અને ફાંકાઓના ગુલામ થતાં મટી જાઓ, પુરુષોની ગુલામી છોડો. તમારાં લવંડર, વૉટર, તમારા પાઉડર અને તેલ ફુલેલને તિલાંજલિ આપો. તમારે તમારી સુવાસ ફેલાવવી હોય તો તમારા હૃદયકુસુમમાંથી ફેલાવવી પડશે; અને તમારાં હૃદયકુસુમ વિકસશે, ત્યારે તમે પુરુષનાં મન હરણ કરતી મટીને મનુષ્યમાત્રનાં મન હરણ કરશો. એ તમારો જન્મસિદ્ધ હક છે, એ તમારું સ્વરાજ્ય છે. પુરુષ સ્ત્રીની કૂખમાંથી પાકે છે : પુરુષ માત્ર સ્ત્રીને માતા તરીકે પૂજતો થાય એવી સ્થિતિ લાવી મૂકવાનું તમારા જ હાથમાં છે.''

– ***મહાત્મા ગાંધી***

## સ્ત્રીઓની શોભા

કેળવણીના અભાવે ઘણી સ્ત્રીઓ ઘરેણાં-કપડાંથી શરીરને શોભાવવામાં ખરી શોભા માને છે. પોતાના ગજા ઉપરાંત પોતાના પતિ પાસે નકામો ખર્ચ કરાવે છે, અને પોતાના ધણીને ઘણી મુશ્કેલીમાં લાવી મૂકે છે. પરંતુ બહેનો! ખરી શોભા શરીર શોભાવવાની નથી, પરંતુ સદ્‌ગુણરૂપી શણગાર અને શિયળરૂપી સાડીમાં જે શોભા છે તેવી ગમે તેવા અમૂલ્ય દાગીના કે સાડી પહેરવામાં નથી. સ્ત્રીઓએ ગૃહકાર્યમાંથી પરવારી જેટલો નવરાશનો વખત મળે તેટલો વખત સદુપયોગમાં ગાળવો, જેમ કે, આપણને ઉપયોગી થાય તેવાં હુન્નરકામ શીખવાં, શિખામણ લેવા યોગ્ય હોય તેવાં ગીતો ગાવાં, સારાં પુસ્તકો વાંચવાં વગેરે.

પતિને બોજારૂપ નહિ થઈ પડતાં આપણાથી બને તેટલી તેમના કાર્યમાં



મદદ કરવી. તેમના મનને આનંદમાં રાખવું. વ્યાવહારિક ઝઘડાવાળી વાતો કરી તેમના મગજને અશાંતિ કરવી નહિ. પતિ કામથી પરવારી ઘેર આવે ત્યારે તેમને કેવી રીતે આનંદ આપી શકાય તેનો વિચાર કરવો.

બહેનો! જેટલી શોભા આપણે શરીરની વધારવા મથીએ છીએ. એથી કરોડગણી શોભા આત્માની વધારવા મહેનત કરો. હાડ-માંસ અને રુધિરથી ભરેલા આ દેહને શણગારી શો લાભ કાઢવો છે? આપણા મનની અંદર ભૂતપ્રેત જેવા ભ્રમ, દોરા, ચિઠ્ઠી, બાધા જેવા અનેક જાતના વહેમ ઘર કરી બેઠા છે તેને જ્ઞાનરૂપી પાણી સીંચી મગજમાંથી ભ્રમરૂપી કચરો કાઢી નાખો. ઘણી સ્ત્રીઓ તો વળી, પોતાના પતિથી ખાનગી રીતે બાધાઓ રાખે છે, દોરા-ધાગા કરાવે છે. આવી અજ્ઞાનતાને લીધે ઢોંગી ધુતારા ફાવી જાય છે. જેટલે અંશે અજ્ઞાનતા વધારે, તેટલે અંશે બાહ્ય વસ્તુઓથી શરીર શોભાવવાનો શોખ વધારે હોય છે. ખરી શોભા તો સદ્‌વર્તનમાં રહેલી છે. – ***શ્રીમતી પાર્વતીબહેન પુ. પટેલ***

*(પ્રમુખ, બાવળા મહિલા સંમેલનમાં, ૧૯૨૭)*

## તેની આસપાસ કોટ ચણી લેવામાં આવ્યો છે

સ્ત્રીને બાલ્યાવસ્થાથી જ 'માતા' અને 'ગૃહિણી' થવાનું શિક્ષણ આપી તેની બુદ્ધિની આસપાસ કોટ ચણી લેવામાં ન આવે, તો ઘણી સ્ત્રીઓ અપ્રતિમ બુદ્ધિશાળી નીકળે. જગતમાં સર્વત્ર એવી ભાવના પ્રવર્તે છે કે સ્ત્રીનો વિકાસ અટકે છે. જો છોકરા-છોકરીને સરખું જ શિક્ષણ આપવામાં આવે, સરખી જ રીતે ઉછેરવામાં આવે તો સ્ત્રીઓમાં પણ પુરુષો જેટલી જ સંખ્યામાં પ્રભાવશાળી વ્યક્તિઓ નીકળે.

– ***શ્રી સરોજિની મહેતા***

## એ મહેનતની કિંમત અંકાતી નથી

ગૃહસ્થાશ્રમનું કામ સ્ત્રીને કેવળ યોગ્ય છે, જરૂરનું છે એ બધું સત્ય છે, પણ, પુરુષોના મનમાં એમ જ ઠસી ગયું છે કે, પોતે મહેનત કરી કમાય ને સ્ત્રીઓ નવરી બેઠીબેઠી ઉડાવે છે. પુરુષ માટે ગૃહને સુખભર્યું-સગવડભર્યું કરવામાં કે બાળકો ઉછેરવામાં સ્ત્રીને કેટલી મહેનત પડે છે તેનો પુરુષોને ખ્યાલ નથી અને તેથી એ મહેનતની કિંમત અંકાતી નથી. પણ ચાર પૈસા પણ જો સ્ત્રી કમાતી હોય કે કમાવાને શક્તિમાન હોય, તો પુરુષનું રાજ એના પર નહિ જ ચાલવાનું એમ સર્વત્ર દેખાય છે. આટલા માટે જ સ્ત્રીઓ આર્થિક સ્વાતંત્ર્ય માગે છે. – **શ્રી સરોજિની મહેતા**

## ક્યાં છે ન્યાય?

"પુરુષ રળીને લાવે છે અને સ્ત્રીને ખવડાવે છે. સ્ત્રીનું ભરણપોષણ પુરુષ કરે છે. પુરુષ એટલો પરગજુ છે કે સ્ત્રીને તે ખવડાવે છે. પુરુષ ન હોય તો બિચારી સ્ત્રી શું કરે? શી રીતે પોતાનું પેટ ભરે? પુરુષ એ ઘર અને સ્ત્રીનો માલિક છે. ઘરની બધી સંપત્તિ પુરુષના પરસેવાથી થયેલી છે, સ્ત્રીનો તેમાં જરા પણ હક્ક નહિ. પુરુષના મૃત્યુ પછી સ્ત્રી આ માલમિલકતમાંથી કંઈ પણ લઈ ન શકે." જે સંપત્તિ ભેગી કરવા જેણે પરસેવાનું એક ટીપું પણ પાડ્યું નથી એવા પિતરાઈઓ મરનારની મિલકતના ધણી થઈ પડે છે અને જે બાઈએ રાતદિવસ ન જોતાં ભૂખતરસ વેઠી ધનસંચય કરવામાં પોતાનો ફાળો આપેલો છે તેને પોતાના જ ઘરમાં ઓશિયાળો રોટલાનો ટુકડો ખાવો પડે છે.

શું આ ન્યાય છે? જો સૂક્ષ્મદૃષ્ટિથી વિચારીશું તો આપણને જણાશે કે પુરુષ કરતાં સ્ત્રી ગૃહજીવન નભાવવા વધારે કામ કરે છે. મુખ્યત્વે કરી, મહેનતમજૂરી કરનારનાં ગૃહજીવન તપાસીશું તો આ બાબતમાં સત્ય જલદી જણાશે. ખેડૂતસ્ત્રી જેટલું કામ કરે છે તેટલું પુરુષ નથી જ કરતો. એ સવારે ચાર વાગે ઊઠી રોજિંદું કામ શરૂ કરે છે, છાણપાણી કરી, વલોણું તાણી, નાનાં છોકરાંને સંભાળી, ઘરનું ભોજન તૈયાર કરી અગિયાર વાગ્યામાં ભાત આપવા ખેતરમાં પહોંચી જાય છે. પુરુષ તો સવારમાં ખેતરમાં જઈ પોતાનું એકધાર્યું કામ શરૂ કરે છે. જ્યારે સ્ત્રીને ઘેર પચરંગી કામ કરવાનું હોય છે. છોકરાં રોતાં હોય, પાડી રેંકતી હોય, ચૂલા ઉપર રોટલો દાઝતો હોય, ઢોર છોડવાં હોય, પાવાં હોય - આવાં વિવિધ કામમાં આઘીપાછી થતી સ્ત્રીનું મન કેવું ચગડોળે ચઢતું હોય છે તે તો અનુભવી જ જાણે. ખેતરે જાય ત્યારે ખેડૂતનાં બેત્રણ ભજનિયાં તો ખરાં જ! ઘાસનું પોટલું લઈ ઘેર પહોંચે, ઢોરઢાંખરને, છોકરાંને સંભાળે અને સાંજનું વાળું તૈયાર કરે ત્યાં પુરુષ બળદ લઈ આવે. હુકમ છૂટે : હજુ ખાવાનું થયું નથી? ઊનું પાણી મૂક્યું છે કે નહિ? આમ, હુકમો પર હુકમો છોડે. ખાવા આપ્યા બાદ પોતે ખાય, વાસણ અજવાળે, રાત્રે મોડી સૂઈ જાય અને વહેલી પરોઢિયે ઊઠે અને એ જ ચક્કર શરૂ! જ્યાં આવી સ્થિતિ છે ત્યાં કોણ કહેશે પુરુષ સ્ત્રીને ખવડાવે છે? મારા હિસાબે સ્ત્રી, પુરુષ કરતાં ત્રણ ગણું કામ કરે છે. દીકરા-દીકરીના ઉછેરમાં ભેદભાવ તો ખરો જ, દીકરી દિવસમાં અધમણ માર ખાય અને પોણો મણ ગાળો ખાય એ ક્યાંનો ન્યાય? – ***શ્રી બાપુભાઈ ગામી***

*(ભૂતપૂર્વ આચાર્ય - સર્વવિદ્યાલય, કડી)*



## બીજી સ્ત્રી કરવી વાજબી નથી

પુરુષ નપુંસક હોય કે પોતાના કર્મના ફળથી રોગી થયો હોય, તો સ્ત્રીને બીજો પતિ કરવાની છૂટ મળે છે? પાશ્ચાત્ય દેશોમાં તો આ કારણસર લગ્નનો ભંગ થઈ શકે. પરંતુ આપણા દેશમાં તો બાલ્યાવસ્થામાં કાંઈ જ જાણ્યા સિવાય બાળકોને માબાપ પરણાવે અને ગમે તે થાય, પણ સ્ત્રીને એ પતિ સાથે જન્મારો કાઢવો જ પડે. પુરુષ તો સ્ત્રીને કાઢી મૂકી શકે, બીજી સ્ત્રી કરી શકે, ગમે તે રીતે પોતાનું સુખ શોધી કાઢી શકે. એટલે માત્ર સંતતિના કારણસર બીજી સ્ત્રી કરવી વાજબી નથી. – ***શ્રી સરોજિની મહેતા***

## અરસપરસ સ્નેહ રાખો

હે પત્નીઓ! ઈશ્વર પેઠે તમારા પતિને શરણ થાઓ. જેમ ઈસુ ખ્રિસ્ત ધર્મનો ગુરુ છે તેમ પતિ એ પત્નીનો ગુરુ છે, તમારા શરીરનો તારણહાર છે. જેમ ધર્મ જીસસને આધીન છે, તેમ પત્નીઓ દરેક બાબતમાં પતિને આધીન થજો! હે પતિઓ, તમારી પત્ની પર પ્રેમ રાખો, જેમ ઈસુ ખ્રિસ્ત ધર્મ પર પ્રેમ રાખે છે અને જેને માટે તેમણે બલિદાન આપ્યું તેમ... તે પ્રમાણે પુરુષોએ પત્નીને પોતાના દેહ જેવી જ ચાહવી જોઈએ. જે પોતાની પત્ની પર સ્નેહ રાખે છે તે પોતાના ઉપર સ્નેહ રાખે છે. – ***બાઈબલ***

## તમે એમને તમારો પ્રેમ આપજો

'તમારાં બાળકો તમારાં નથી, પોતાને ઝંખતા જીવનમાં એ સંતાન છે. એ તમારી મારફત આવે છે. તમારામાંથી નથી આવતાં. એમના જેવા બનવા મથજો, પણ તેમને તમારા જેવાં બનાવવા ઝંખશો નહિ, કારણ કે જીવન નથી પાછાં કદમ ભરતું કે નથી વીતેલા દિવસ જોતું રહેતું. તમે તેમના દેહને ભલે ઘરની ચાર દીવાલમાં રાખો, આત્માને નહિ, કારણ કે, જ્યાં તમે સ્વપ્ને પણ પ્રવેશ કરી શકો તેમ નથી તેવા આવતી કાલના ઘરમાં તેઓ રહે છે. તમે એમને તમારો પ્રેમ આપજો. વિચારો નહિ, કારણ કે તેમને તેમના ખુદના વિચારો છે.

– ***ખલિલ જિબ્રાન***

## સમૂહલગ્ન એ સમાનતાની પારાશીશી છે

આજે સમૂહલગ્નો એ સુધારક લગ્નો છે. ઉંમરલાયક વર્ષની ઉંમરનાં છોકરી-છોકરાનાં લગ્નો થાય છે. ભણેલાં-ગણેલાં હોય છે, સમજુ હોય છે. લાકડે માંકડું વળગાડવાનું હોતું નથી. એકબીજાની સંમતિથી લગ્નો થાય છે. બસોપાંચસો જાનૈયા

લઈ જવાના હોતા નથી. આટલું સોનું, અમુક ચીજ ને તમુક ચીજ આપવાનું બંધન નથી. રિસેપ્શનનો ઠઠારો નથી. માનવતા-પ્રેમ એ જ ખરો ધર્મ છે... સમૂહલગ્નો એ સમાજના ઉદ્ધારનું પ્રતીક છે, સમાજવાદનું સોપાન છે, સમાનતાની પારાશીશી છે. શ્રીમંતે પોતાની આજુબાજુ જોવું જોઈએ. પોતાના ભાઈઓનું હિત પહેલાં જોવું ઘટે. આથી જ સમૂહલગ્ન એ એક સાચી દિશાનું પગથિયું ગણાયું છે. તે પગલાંને અપનાવવા સમાજને મારી નમ્ર વિનંતી છે.

**– સ્વ. પોપટલાલ ગુ. પટેલ**
*(ભૂતપૂર્વ આચાર્યશ્રી, સર્વવિદ્યાલય, કડી)*

## સમૂહલગ્ન શાંતિ અને ક્રાંતિ

સમૂહલગ્ન એ લગ્નપ્રસંગનું ઐતિહાસિક મહત્ત્વનું ક્રાંતિકારી કદમ છે. આર્થિક વિકાસની ચાવી છે, ખર્ચામાં - વરામાં ખલાસ થઈ જતા પટેલો માટેનો તરણોપાય છે. સમૂહલગ્નના સમારંભમાં પાંચપચીસ માણસો જાય, લગ્ન કરી સાંજે પાછા આવે. આનંદ આનંદ. નહિ કંઈ ધમાલ, નહિ કંઈ ધાંધલ, સમય બચે, શક્તિ બચે, નાણાં બચે અને પ્રસંગનું ગૌરવ સચવાય.

પરંપરાવાદી માબાપોએ સમૂહલગ્નની આ તક ઝડપી લેવા જેવી છે. પણ વડીલો સુધારાનો વિરોધ કરે છે. વડીલોના વટવ્યવહારના ખ્યાલો સુધારો થવા દેતા નથી. માતાઓને કોઈ પૂછતું નથી, અને પૂછે, તો મોટા ભાગની માતાઓ જુનવાણી, ગ્રામીણ અને સંકુચિત હોઈ 'રિવાજ'માં હોંશે હોંશે કોઈ ફેરફાર સ્વીકારી શકતી નથી. લોકલાજથી ડરે છે. પણ હવે યુગ પલટાયો છે, મૂલ્યો બદલાયાં છે, કેળવણીનું પ્રમાણ વધ્યું છે, સમાજવાદ-સર્વોદયવાદનો ખ્યાલ પ્રચાર પામ્યો છે. આમ તો ખર્ચાળ લગ્નપ્રથા એ મૂડીવાદી-રૂઢિવાદી સમાજ-વ્યવસ્થાનું અપલક્ષણ છે. આજના સમાનતાવાદના યુગમાં સૌકોઈ જ્ઞાતિનાં ભાઈબહેનો લગ્નમાં સમાજવાદી પદ્ધતિ અપનાવે તો જ્ઞાતિઓનો અને દેશનો ઉદ્ધાર આપમેળે થાય. આદર્શવાદી યુવકયુવતીઓ આ માટે મેદાનમાં આવે. ધનિકો માટે લગ્ન એ મૂડીનું પ્રદર્શન છે, પણ યુવાનો સ્વેચ્છાએ સમાજવાદનો રાહ સ્વીકારે. સમૂહલગ્ન જ સમાજમાં શાંતિ અને ક્રાંતિ લાવશે.

## સત્યમ્ શિવમ્ સુંદરમ્

આજકાલ યુવકયુવતીઓ માટે 'સેક્સ' એ પેચીદો પ્રશ્ન છે. આપણા સમાજમાં હાસ્યાસ્પદ સમીકરણો દ્વારા આ પ્રશ્ન વર્ષોથી લક્ષ્મણરેખામાં અટવાયેલો



છે. આ સમીકરણ છે : વિવાહને ગૃહસ્થાશ્રમનું એકમાત્ર પવિત્ર કર્તવ્ય માનવું. પરંતુ 'સેક્સ'ને માત્ર ઘૃણિત, શરમજનક અને ગોપનીય વાત માની વિવાહના આગળના દિવસ સુધી આ વાત પર ઘેરો પડદો નાખવામાં આવે છે.

'શરીર સંબંધ' વિનાં લગ્ન કેવાં? ચુંબન એ એક નવવિવાહિત યુગલની પ્રથમ ઓળખાણનું સીધું અને સહજ માધ્યમ છે. એટલા માટે નવવિવાહિતોને તેની જાણકારી અવશ્ય હોવી જોઈએ. સેક્સ, પ્રેમ અને પ્રજનનનો સ્રોત છે. દરેક માબાપ પોતાનાં પુખ્તવયનાં બાળકોને આ બાબતમાં નિતાંત અજ્ઞાનતામાં રાખે છે. આજના યુગમાં હરેક માબાપની પ્રાથમિક ફરજ અને કર્તવ્ય છે કે બાળકોને આ અંગેનું પ્રાથમિક જ્ઞાન આપવું જોઈએ. આજકાલ યુવકયુવતીઓ આ જ્ઞાનના અભાવે સસ્તા હલકા અશ્લીલ સાહિત્યનો ભોગ બને છે. આ પ્રકારનું હલકું સાહિત્ય ચોરેચૌટે વેચાય છે. આવા સાહિત્ય દ્વારા અને બ્લ્યૂ ફિલ્મો દ્વારા યુવાધનને ઝેરનો પ્યાલો આપવામાં આવે છે. તેનાથી નુકસાન જ છે. કેવળ નુકસાન જ. પશ્ચિમનો મુક્ત કામ હોળીની માફક ભડભડ બળી રહ્યો છે, ભારતનો કામ નિભાડાના ધુમાડાની માફક ગોટાયા કરે છે.

આજકાલ ન જાણે 'સેક્સ'ની આજુબાજુ કેવળ જૂઠી અને નિરાધાર ઉત્તેજક વાર્તાઓ જોડી દેવામાં આવે છે, જે સત્યથી વેગળી હોય છે. એના કારણે આજનાં યુવકયુવતીઓ તેને સ્વાભાવિકરૂપથી અને સુંદરતાથી જોઈ શકતાં નથી.

**– ડૉ. મંગુભાઈ પટેલ**

## પહેલ કરી સમાજના સેવક બનો

સમૂહલગ્નોની યોજનાનો લાભ લેવો તેને નાનમ માનવાની જરૂર નથી. સમાજમાં સૌ કુટુંબો સમાન છે. આપણે આપણું મૂલ્ય મિલકતોથી કે આર્થિક તંત્રની સધ્ધરતાથી મૂલવવું નથી, પરંતુ આપણાં કુટુંબોની કેળવણી, સદ્‌ગૃહસ્થાઈ અને સંસ્કારોથી મૂલવવું છે. લગ્ન પાછળ થતા અઢળક ખર્ચાઓ બંધ થાય અને તે નાણાં કુટુંબોનાં ભરણપોષણ, શિક્ષણ અને સંસ્કારો પાછળ ખર્ચાય તે જરૂરી હોઈ, તે માટે આપણે હવે પહેલ કરવાનો સમય પાકી ગયો છે. આ યોજનામાં પહેલ કરનાર સમાજનો મોટામાં મોટો સેવક અને સહાયક ગણાશે. સારાં કામોમાં પહેલ કરવી તે વીરલ વ્યક્તિનું કામ છે. વહેલું યા મોડું, આપણે આ બાબતમાં સક્રિય થવાનું છે, તો વિલંબ શા માટે કરીએ છીએ? જેટલો વિલંબ થશે, એટલો આપણો સમાજ પાછળ પડશે તે ધ્યાનમાં લેવું જોઈએ. સંસ્થા તમારી છે. તમારી સંસ્થાનો ઉપયોગ તમે નહિ કરો તો કોણ કરશે? સમાજના કાર્યવાહકો આ યોજના

દ્વારા સમાજનો ઉત્કર્ષ ઇચ્છે છે. સમાજમાં સહાયકો અને કેળવાયેલી વ્યક્તિઓ આ કામને પ્રાધાન્ય આપી સમાજને અને અન્ય વ્યક્તિઓને જરૂરી માર્ગદર્શન આપશે તેવી અપેક્ષા રાખીએ છીએ.

– ***શ્રી ઉમિયા માતાજી સંસ્થાન***
*સામૂહિક લગ્નોત્સવ સમિતિ, ઊંઝા*

## લક્ષ્મીનો વાસ

એક વખત ભગવાન વિષ્ણુએ લક્ષ્મીજીને પૂછ્યું : 'હે પ્રિયે! સ્ત્રીજાતિમાં તમારો વાસ ક્યાં છે?' ત્યારે લક્ષ્મીજીએ વિવેકપૂર્વક કહ્યું : 'પ્રભુ! જે સ્ત્રી માતાપિતા, સાસુસસરા તથા વડીલોની સેવા-સુશ્રૂષા કરે છે અને પતિ ઉપર પ્રેમ રાખે છે તેને ઘેર મારો વાસ છે.'

'જે સ્ત્રી સુંદર વસ્ત્રાલંકારોથી નહીં, પણ સદાચારથી પોતાનું અંગ શણગારે છે, જે કંકણથી નહીં, પણ દાનથી પોતાના હાથ શોભાવે છે, જે રોજરોજ નવા નવા અભિલાષો નહીં વધારતાં, આત્મસંયમ વધારે છે; જે સર્વ સાથે સૌજન્ય અને સલાહસંપથી રહે છે અને જે સદા મધુર વાણીથી બોલે છે તેને ત્યાં મારો વાસ છે.'

'જે સ્ત્રી સદા ઉદ્યમી, સંતોષી, પ્રસન્નમુખી, મિતાહારી અને મિતાચારી રહીને હૃદય અને શરીર પવિત્ર રાખે છે તેને ત્યાં વસું છું.'

'જે સ્ત્રી પોતાની જાતની, બાળબચ્ચાંની, પતિની અને અન્ય કુટુંબીજનોની સંભાળ રાખે છે; બાળકોને પ્રેમપૂર્વક પોતાના હાથે ઉછેરે છે અને કેળવે છે તેને ઘેર મારો વાસ છે.'

'જે સ્ત્રી સૂર્યોદય પહેલાં ઊઠીને દેહ, વાળ, દાંત, કપડાં અને ઘરનાં ઓરડાઓ તથા આંગણ સાફ કરી સ્વચ્છ રાખે છે તથા કાળજીપૂર્વક ઘરકામમાં લાગી જઈ પતિ તથા બાળકોને સુખી રાખે છે ત્યાં મારો વાસ છે.'

□

## લગ્નનો આદર્શ

એક વિદ્વાને કહ્યું છે કે, કૌટુંબિક, સામાજિક કે રાજકીય કોઈ પણ ક્ષેત્રમાં કોઈ પણ પ્રકારના સુધારા કરવા હોય તો યુવાનોને જાગ્રત કરો. તેમનામાં નવું ચેતન ને ઉત્સાહ પ્રકટાવો; કારણ કે યુવાનો ભવિષ્યને ઘડનાર છે. મહાન તત્ત્વવેત્તા પોલરિશાર એક ઠેકાણે લખે છે કે, Youth Comes To Reshape The World (યુવાનો જગતની પુનર્ઘટના કરવા અવતર્યા છે.) જગતને નવું રચવાની,



જગતમાં નવું ચેતન સ્ફુરાવી સંસારને સ્વર્ગમય બનાવવાની યુવાનોને આજે તક છે. કેટલું બધું સદ્ભાગ્ય! સાથે સાથે તેમની જવાબદારી પણ એટલી જ મોટી છે.

યુવાનોની આ જવાબદારીના સંબંધમાં તો ઘણુંયે કહી શકાય. પણ અહુણાં તો આપણી લગ્નસંસ્થા કે જે સીધી રીતે યુવાનોના જીવનનો મુખ્ય આધાર છે તે વિશે હું કંઈક મારા વિચારો જણાવીશ.

આપણાં અત્યારનાં બધાં લગ્ન લગભગ નિર્જીવ ખોખાંરૂપ હોય છે. કવિ નાનાલાલે કહ્યું છે કે, 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં.' આજનાં આપણાં લગ્ન આપણને પ્રભુતાની નજદીક લઈ જવામાં કેટલાં મદદરૂપ હોય છે તેનો દરેક વાચક જાતે જ વિચાર કરી લે.

એકલા મટી બે-બે હાથે જગતની સેવા કરવી. પરણવું એટલે પોતાની અમુક પ્રકારની વાસનાઓની તૃપ્તિ ખાતર નહિ; પરણવું તે પોતે જ સુખી થવાને માટે નહિ; પણ પરણવું તે તો બીજાને સુખી કરવા માટે - દુનિયાની સેવાને માટે. પણ દુઃખી માણસ બીજાને શું સુખી કરવાનો હતો? લગ્ન કરી આપણે પોતે ખરેખર સુખી થઈએ, પછી જ બીજાઓને સુખી કરી શકીએ. અત્યારનાં આપણાં લગ્ન તો આપણું જીવન સુખી ને આનંદી બનાવવાને બદલે ઊલટું દુઃખી ને ક્લેશમય બનાવે છે. આનું કારણ શું?

કારણ તો ઘણાં છે. બાળલગ્ન લઈએ : જ્યાં સુધી પરણવા તૈયાર થનાર યુવક કે યુવતીની ઉંમર પરિપકવ ન થઈ હોય ત્યાં સુધીમાં એમનાં લગ્ન કરી દેવાં એ ખરેખર પાપ છે; ભવિષ્યની પ્રજા એથી નિર્બળ ને કંગાલ બને છે. આપણા આખા દેશના દુઃખમાં એનાથી થોડો ઉમેરો થાય છે.

આપણી પાટીદાર કોમ તો પોતાના શૂરવીરપણાને માટે હજુ પણ વખણાય છે, પણ પહેલાં જે શૂરવીરપણું આપણામાં હતું તે હવે નથી રહ્યું. અત્યારે તો જ્યાં જુઓ ત્યાં, નિર્બળ અને અશક્ત સ્ત્રીપુરુષો નજરે પડે છે. જે વખતે છોકરાને કે છોકરીને છૂટથી ખેલવાનો કે આનંદ કરવાનો સમય હોય, જ્યારે તેનું શરીર ખીલતું હોય, જ્યારે તેમને વિદ્યાભ્યાસ કરી બ્રહ્મચર્ય પાળવાનો વખત હોય, તે વખતે આપણે તેમને લગ્નની બેડીથી જકડી લઈએ છીએ. ૧૨ કે ૧૩ વર્ષની છોકરીને સંતાન અવતર્યું હોય એવા દાખલા આપણા માટે અજાણ્યા છે? 'બાળક બનાવે બાળકો, એ હિંદમાં શો દમ?' એ લીટી મુજબ બાળક - માબાપોએ આકસ્મિક રીતે પેદા કરેલી પ્રજા - પોતાનું અને બીજાનું પણ પતન કરે એમાં નવાઈ નહિ.

કાચી વયે લગ્ન કરવાથી આપણાં યુવક કે યુવતીઓ છૂટથી વિદ્યાભ્યાસ

કરી શકતાં નથી. અમુક વર્ષની થયા પછી છોકરીથી ના ભણાય એ વહેમ હવે આપણે કાઢી નાખવો જોઈએ. નાગર, કાયસ્થ, વાણિયા જેવી કોમોમાં કન્યાઓ સોળ-સત્તર વર્ષ કે તેથી પણ વધુ મોટી ઉંમર સુધી બ્રહ્મચર્ય પાળી અભ્યાસ કરી શકે છે. આ તો પરણ્યા ને વહુ ઘરમાં આવી, એટલે આપણો યુવક અભ્યાસમાં પૂરતું લક્ષ આપી શકતો નથી. કાં તો તરત જ અભ્યાસને તિલાંજલિ આપે છે, કાં તો એક ધોરણમાં ત્રણત્રણ વર્ષ રાહ જોઈજોઈ કંટાળી જાય છે ને થોડા વખત પછી અભ્યાસ છોડી દે છે!

આપણાં અત્યારનાં લગ્નો લગ્નો જ નથી. લગ્ન થતાં પહેલાં લગ્નની જવાબદારી બંને સમજી લે એ જરૂરનું છે. પોતે શા માટે લગ્ન કરે છે; જે અજાણ્યા માર્ગમાં તેઓ મુસાફરી કરવાનાં છે તે માર્ગમાં શી શી મુશ્કેલીઓ આવે છે; એ માર્ગે જવા ઇચ્છનારે વાટખરચીને માટે શું શું ભાથું તૈયાર બાંધી લેવું જોઈએ; વગેરે બાબતનું તેમને બરાબર જ્ઞાન હોવું જોઈએ. એ જ્ઞાન પ્રાપ્ત કરવા બરાબર અભ્યાસ કરીને જાણી લીધા પછી જ તેઓ લગ્ન કરે, તો પોતાના જીવનને સુખી ને આનંદી બનાવી શકે.

આપણાં લગ્ન નિષ્ફળ થવાનું બીજું એક કારણ તે કજોડાં. એકલાં વયનાં જ નહિ, પણ રૂપનાં અને ગુણનાં પણ. આઠ કે દસ વરસની દીકરીને ત્રીસ કે એથી મોટી ઉંમરના બીજવર સાથે પરણાવનાર માબાપો હજી આપણામાં જીવે છે. આમ કરતાં માબાપ પોતાની વહાલી દીકરીના હિતનો જરાય વિચાર કરતાં નથી.

જેમજેમ યુવકોમાં કેળવણી વધતી જાય છે, તેમતેમ તેમને યોગ્ય કેળવાયેલી કન્યાઓની ખોટ જણાતી જાય છે. 'ભાઈ તો ભમે ભૂગોળ ને ખગોળમાં, બાઈનું તો ચિત્ત ચૂલામાંહી.' પ્રથમ જ્યારે બ્રાહ્મણ-ક્ષત્રિય વગેરે ચાર વર્ણો હતી ત્યારે પણ, વરકન્યા એક જ પ્રકારના સ્વભાવવાળાં હોય તેમનામાં જ લગ્ન કરવામાં આવતાં. પછી બ્રાહ્મણ સ્વભાવનો યુવક, ક્ષત્રિયને ઘેર જન્મ્યો હોય તોપણ તે બ્રાહ્મણ સ્વભાવના વર્ગની યુવતી સાથે લગ્ન કરી શકતો. કહેવાનો ભાવાર્થ એ છે કે ગમે ત્યાં એક જ વર્ણનાં યુવકયુવતી હોય તેમના સંબંધ થઈ શકતા.

એક જ જાતના સ્વભાવવાળાં, સારું ભણેલાં ને સુદૃઢ શરીરવાળાં સ્ત્રી-પુરુષ જ પરણીને સુખી થઈ શકે. વરકન્યાની પસંદગી આપણામાં માબાપ જ કરે છે અને તેમાં પરણનારના સુખદુઃખનો ખ્યાલ કરવો છોડી દઈ, માત્ર પોતાના જ સ્વાર્થ ઉપર ધ્યાન આપે છે. એ ખરાબ રૂઢિ આપણામાંથી નીકળી જવી જોઈએ. છોકરાએ કે છોકરીએ પરણવાનું છે. કંઈ માબાપે પરણવાનું નથી. જેની સાથે



લગ્ન કરી આખો જન્મ સાથે ગાળવાનો છે તેઓએ એકબીજાને જોયાં પણ ન હોય, છતાં એમનો સંબંધ જોડી દેવાય એ તો હદ કહેવાય! લગ્ન કરનાર એકબીજાને ઓળખી, પોતાની જાતે જ ડહાપણથી પસંદગી કરી લે એમ થવું જોઈએ. માબાપ તો તટસ્થ રહી તેમને સલાહ આપવાનું કામ કરે.

આપણી નાતમાં જુદાજુદા અનેક ગોળ, પણ આપણાં લગ્ન નિષ્ફળ જવાનું એક કારણ છે. અમુક જ ગામોમાં લગ્નસંબંધ બાંધવાનો હોય, ને તે ક્ષેત્ર બહુ ટૂંકું હોય, પરિણામે ઘણા ભાવનાશાળી યુવાનોને પોતાના નાના જૂથમાંથી લાયક કન્યાઓ ન મળ્યે આખી જિંદગી સહન કરવું પડે છે. વળી, આ નાનકડા ગોળથી બીજો એક મોટો ગેરફાયદો પણ છે, એમાં જૂથમાંથી અને તે પણ પોતાની આજુબાજુનાં થોડાંક જ ગામોમાં સંબંધ કરવાનો રિવાજ હોય છે. તેમાંથી કેટલાંક માબાપ કુળવાન ગણાવા કે આબરૂ મેળવવાને માટે પોતાની કન્યાઓ ગોળની બહાર આપતાં અચકાતાં નથી. પરિણામે એકજૂથમાં પરણનાર ઉમેદવારોની સંખ્યા વધારે હોય, તો બીજામાં છોકરીઓની સંખ્યા વધારે હોય. જ્યાં કન્યાઓની સંખ્યા ઓછી હોય, ત્યાં કેટલાક ભાઈઓને પરણવાની ઇચ્છા હોવા છતાંય કુંવારા જિંદગી કાઢવી પડે છે. આવા માણસો સમાજને ઘણું નુકસાન કરે છે. આ સ્થિતિ લાવવા આપણે ઓછા જવાબદાર નથી.

જ્યાં કન્યાઓની સંખ્યા વધારે છે ત્યાં કેટલાંક ગરીબ મા-બાપો એ કન્યાઓને જન્મતાં જ દૂધપીતી કરી દેવી પડે છે. કન્યાઓ વધુ ને મૂરતિયા ગણ્યાગાંઠ્યા, એટલે વરરાજાનું બજાર ખૂબ તેજ હોય છે, ને કેટલાક તો એક વાર મળેલા પૈસા ખલાસ થતાં, હયાત વહુ ઉપર અત્યાચારો વરસાવે છે. પરિણામે અનેક આશાભરી યુવતીઓએ ઝેર ખાઈ પોતાની દુઃખી જિંદગીનો અંત આણ્યો છે, ઘણીયે બાળાઓએ કૂવા પૂર્યા છે! આવી અનેક દુઃખી બહેનોના શાપ આપણને લાગ્યા છે. માટે હવે તો કુળવાન ને કુળહીનની ખોટી વાતોને છોડી દઈ આપણા બધા ગોળને એકત્ર કરવામાં આવે, સમસ્ત ગુજરાતમાં વસતા બધા પાટીદારો વચ્ચે રોટીવહેવાર જેટલો જ બેટીવહેવારનો સંબંધ પણ વિસ્તારવામાં આવે, તો ઉપરની ખરાબ દશા સુધરી જાય. ખરી રીતે જોવા બેસીએ તો, કુળવાન ગણાતાં કુટુંબોમાં ક્યારેક ચારિત્ર્યહીન માણસો હોય છે ને કુળહીન માનેલાં ઘરોમાં ક્યારેક સંસ્કારી યુવકો મળી આવે છે. ઘર કુળવાન ગણાય છે તેમાં ન માનતાં, ચારિત્ર્યને સાચી સંસ્કારિતા જોઈ દીકરી પરણાવવામાં આવે, તો માબાપને કેટલા બધા આશીર્વાદો મળી શકે! હવે એ વખત આવી પહોંચ્યો છે કે જ્યારે આપણે આ નાના નાના ગોળને તોડીફોડીને એકત્ર નહિ કરીએ, તો ભવિષ્યમાં બહુ ખરાબ

પરિણામ આવવાનો સંભવ છે.

આનંદની વાત તો એ છે કે; આપણામાં એક એવો નાનો વર્ગ ઊભો થયો છે કે જે સમાજના આવા સડાઓનો વિચાર કરતો થયો છે. પણ, જ્યાં સુધી આપણામાંના મોટા વર્ગને આ સ્થિતિ અક્ષમ્ય લાગશે નહિ, ત્યાં સુધી આપણી સ્થિતિ સુધરી નથી શકવાની. દરેક ભાઈ અને ખાસ કરીને, એકેએક યુવાનબંધુ આ લેખ વાંચી એનો બરાબર વિચાર કરે એમ ઇચ્છી આ લખાણ સમાપ્ત કરું છું.

– ***શ્રીમતી અસ્મિતા એ. પટેલ*** *(કડી)*

□

## લગ્નસાથીની પસંદગી

લગ્નજીવનની સફળતા-નિષ્ફળતાનો મોટો આધાર ઘણી વાર લગ્નસાથીની યોગ્ય પસંદગી પર પણ રહેલો જોવા મળે છે. ખાસ કરીને, આજના આધુનિક જમાનામાં જ્યારે માતાપિતા અને વડીલો દ્વારા ગોઠવાયેલાં લગ્નોની સંખ્યા ધીમેધીમે ઓછી થતી જાય છે અને યુવકયુવતી એકબીજાનો સંપર્ક કેળવીને લગ્નગ્રંથિથી જોડાવાનો નિર્ણય લઈને બંને પક્ષનાં માતાપિતાને સંમતિની મહોર મારવાની વિનંતી કરે છે ત્યારે, યોગ્ય લગ્નસાથીની પસંદગી કરવાની જવાબદારી યુવકયુવતીઓએ નિભાવવી પડે એવા સંજોગો ઊભા થાય છે. જે લગ્નો ગોઠવવામાં વડીલો નિર્ણયાત્મક ભાગ ભજવતા હોય છે ત્યાં, એ લોકોએ એમના માપદંડો નક્કી કરેલા હોય છે. જ્ઞાતિ, ગોળ, કુળ, આર્થિક સ્થિતિ, સ્થાવર જંગમ મિલકત, સમાજમાં એ કુટુંબનો માનમોભો, જન્માક્ષરની મેળવણી વગેરેને એ પેઢીએ અજમાવેલા માપદંડો તરીકે ઓળખાવી શકાય. આમાંથી ક્યારેય એક યા બીજા માપદંડ ઉપર વધુ પડતો ભાર મુકાતો હોય એવાં દૃષ્ટાંતો પણ આજુબાજુ નજર નાંખીએ તો સહેલાઈથી મળી આવે છે. દા.ત., અમારા એક સંબંધીએ પોતાની એકની એક પુત્રી માટે મૂરતિયાની પસંદગી કરતી વખતે માત્ર જ્ઞાતિ અને આર્થિક દરજ્જાને ખૂબ મહત્ત્વ આપ્યું; બીજા એક સંબંધીએ બંનેના જન્માક્ષર મળે છે કે નહીં તે બાબતને મહત્ત્વ આપ્યું. જેણે જ્ઞાતિને અને આર્થિક મોભાને મહત્ત્વ આપ્યું હતું એણે પોતાના ભાવિ જમાઈની ચાલચલગત, સ્વભાવ, આર્થિક સ્થિરતા માટે, એણે યોગ્ય શિક્ષણ વગેરે મેળવ્યું છે કે નહીં એ બાબતો અંગે ઘણુંબધું દુર્લક્ષ સેવ્યું. પુત્રીની સગાઈ જાહેર કરી ત્યારે, કેટલાક સંનિષ્ઠ મિત્રોએ ઉપરની બાબતો પરત્વે ધ્યાન ખેંચવાનો પ્રયાસ કર્યો. ત્યારે 'તમને કોઈનું સારું ખમાતું નથી અને ઈર્ષ્યાથી પ્રેરાઈને તમે મને આવી નકારાત્મક વાતો કહીને ભંભેરણી



કરો છો.' એવો ઉપરથી આક્ષેપ કર્યો.

લગ્નથી જોડાઈને એમની પુત્રી સાસરે ગઈ. શરૂઆતમાં મધુરજનીનો ગાળો હતો, એટલે બધું સુખરૂપ છે એવી ભ્રામકતા ચાલુ રહી. પણ, છએક માસમાં એનો પતિ જુગારી, દારૂડિયો અને રંડીબાજ છે એ હકીકત છતી થઈ ગઈ. 'અબ પછતાયે હોત ક્યા, જબ ચિડિયા ચૂગ ગઈ ખેત?'' હવે એ દીકરી માબાપને ઘેર પાછી આવી છે અને માતાપિતા એમના બચાવ માટે જાતજાતની દલીલો રજૂ કરે છે એ નફામાં. 'લખ્યા લેખ'ને દોષ દેવાનું તો આપણા સમાજમાં કેટલું બધું હાથવગું છે? પહેલાં આંખ, કાન અને મન ખુલ્લાં રાખ્યાં હોત, તો આ દિવસ ના આવત ને!

જે સંબંધીએ જન્માક્ષર મેળવીને પોતાના પુત્રનાં લગ્ન કર્યાં એમની વાત કરીએ. જન્માક્ષર તો ૬૫ ટકા જેટલા મળ્યા, ગ્રહો પણ સહાયક હતા પણ બંને વચ્ચે બુદ્ધિ, વિચાર, આદર્શોની સમાનતા બિલકુલ નહોતી. પતિને થોડા ગંભીર પ્રકારના શોખ હતા, પત્નીને ક્ષુલ્લક પ્રકારના. એ ખાવુંપીવું, ઘરેણાં-કપડાં, કોકટેલ પાર્ટીઓ, ચલચિત્રો અને ઠેકઠેકાણે ચાલતાં 'સેલ'ની વિગતોથી પર જઈને કશું જ વિચારી શકતી નહોતી. છાપું વાંચવા જેટલી પણ વૃત્તિ કેળવી ન હતી. પતિને વાંચવા-લખવા-ચર્ચવાની જબરી ધૂન. મિયાં-મહાદેવનો મેળ કેવી રીતે ખાય? ક્યાંય અર્ધે રસ્તે આવવા બેમાંથી એકે તૈયાર નથી. લગ્નનાવ ખડક સાથે અથડાયું હોય એવી ગરમાગરમ પરિસ્થિતિ છે.

કહેવાનું તાત્પર્ય માત્ર એટલું જ છે કે, લગ્નજીવનમાં જે બે વ્યક્તિ જોડાવાની હોય એમનાં સ્વભાવ, શૈક્ષણિક યોગ્યતા, ચારિત્ર્ય, ટેવો, આદર્શો, શોખ અને માનસિક ભૂમિકાની સમાનતા વગેરે વિગતો તરફ ધ્યાન આપવાને બદલે વડીલો કુળ, વાડીવજીફા, જન્માક્ષર, લેવડદેવડ વગેરે ડાળાંપાંદડાં જેવી આલતુફાલતુ ગણાય એવી બાબતોમાં ગૂંચવાઈ જાય છે અને મૂળને પકડવાનું ચૂકી જાય છે. જે વિગતો કેન્દ્રસ્થાને રાખવી જોઈએ તે વિગતો આઘીપાછી થઈ જઈને પશ્ચાત્ભૂમિમાં સરી જાય છે. તેને લીધે જ્યારે બંને વ્યક્તિ સહજીવન શરૂ કરે ત્યારે, સ્વાભાવિક રીતે પિયરમાં જે ભોગવ્યું હોય એની સરખામણી સાસરાની વાસ્તવિક સાથે આપમેળે થઈ જાય છે અને પતિનો ઉછેર જે વાતાવરણમાં થયો હોય, માતાપિતા, ભાઈભાંડુ સાથે જે રીતના સંબંધો કેળવ્યા હોય અને જે જાતની સારીમાઠી ટેવો પડી ચૂકી હોય એના સંતોષમાં કાંઈ અડચણ આવે તો, 'મારી મા જેવી રોટલી તારાથી ઊતરતી નથી. મારી મા ફલાણી વસ્તુ વારંવાર બનાવતી હતી, ગરમાગરમ પીરસતી હતી.' જેવા ટીકાનાં બાણ એના મોંમાંથી છૂટવા માંડે છે. ભારતીય

પિતા મોટે ભાગે બાળકો સાથે બહુ સમય નહીં ગાળતો હોવાને કારણે ભારતીય બાળકો માતાના સતત સંપર્કમાં આવ્યાં હોય છે, એથી માતાનો પ્રભાવ વ્યક્તિત્વઘડતરમાં વિશેષ જોવા મળે છે. આથી ઘણા પતિદેવો આપણા સમાજમાં માતૃગ્રંથિનો ભોગ પણ બનેલા છે અને માતા જેવાં રૂપરંગ અને લક્ષણો ધરાવતી પત્નીની અપેક્ષા સેવતા જોવા મળે છે.

લગ્નજીવનમાં પ્રવેશતાં પહેલાં વ્યક્તિ, લગ્ન દ્વારા કંઈ એષણાઓ સંતોષવાની વૃત્તિ સેવે છે એ બાબતમાં થોડું ચિંતન અત્યંત જરૂરી છે. લગ્ન વિશેની કેટલીક રોમાંચક કલ્પનાઓ કેટલાંક યુવકયુવતીઓના મનમાં ઘોળાયા કરતી હોય છે. આપણી આંચલિક વાર્તા-નવલકથાઓ તથા હિન્દી ફિલ્મો કદાચ એ માટે કારણભૂત હશે. વાસ્તવિક જીવનથી આ કલ્પનાઓ યોજનો દૂર હોય છે. ઝાડની આગળપાછળ ગીત ગાતાં, ઘૂમતાં પ્રેમીયુગલો માત્ર હિન્દી ફિલ્મોમાં જ જોવા મળે. મોટાભાગની ભારતીય પ્રજાનું જીવન દાળ-રોટી-નોકરી-ઘર જેવી મૂળભૂત જરૂરિયાતોના સંતોષની આજુબાજુ ગૂંથાયેલું જોવા મળે છે. અતિસુંદર યુવતી પર પસંદગી ઉતારનાર ઘણાબધા મૂરતિયા પોતાનાથી વધુ સુંદર પત્ની પ્રત્યે આશંકા સેવતા જોવા મળ્યા છે. માટે આર્થિક સુરક્ષા માટે પૈસાદાર કુટુંબના નબીરા સાથે લગ્નથી જોડાનારને થોડાં વર્ષો વિતાવ્યા બાદ લક્ષ્મીની ચંચળતા અને ખાલી તિજોરીની ખબર પડે છે, અને સ્વાનુભવે એ પણ સમજાય છે કે પૈસાથી સગવડો ખરીદી શકાય છે, સુખ નહીં; સારું - રાચરચીલું ખરીદી શકાય છે પણ માનસિક શાંતિ નહીં.

આથી, જે વ્યક્તિ સાથે લગ્નથી જોડાવાનું હોય, એનાં શિક્ષણ, સંસ્કાર, મહત્ત્વાકાંક્ષા, જીવન માટેનો નકશો, સારી ટેવો, ઉદાર વિચારો, સ્ત્રીસમાનતા ખ્યાલો, સમાન શોખ, સુચારિત્ર્ય જેવા ગુણો તરફ વિશેષ ધ્યાન આપવું રહ્યું. જન્માક્ષરને બદલે લોહીનું જૂથ, અને બંનેનાં વ્યક્તિત્વને તેમ જ અનુકૂલનની ક્ષમતા વગેરેને મેળવવામાં શાણપણ સમાયેલું છે. શારીરિક અને માનસિક તંદુરસ્તીની ચકાસણી બંને વ્યક્તિની થાય એ વધુ હિતાવહ છે. બુદ્ધિની જેમ વલણોમાં પરિપક્વતા તરફ પણ ધ્યાન આપવું વધુ યોગ્ય ખરું. વ્યક્તિની સમાજાભિમુખતા અને એ કયા પ્રકારના મિત્રો ધરાવે છે એની પણ જાણ જરૂરી ખરી. અંગ્રેજીમાં એક કહેવત છે કે, ''A man is known by the company he keeps.''–આ ઉક્તિમાં ઘણું તથ્ય રહેલું છે.

આપણે સમાજજીવનમાં જોઈએ છીએ કે, ઘરનાં કુટુંબીઓ ખૂબ સંસ્કારી, સહકારી વલણ ધરાવતાં હોય; પણ કુટુંબનો નબીરો કુસંગતિને કારણે રવાડે ચડી



ગયેલો હોય છે. આજના સુધારાના યુગમાં કુપ્રથાઓને તાબે ન થાય એવા વિચારો-નિર્ણયો ધરાવતા યુવકને પ્રથમ પસંદગી આપવી. અમુક જ્ઞાતિમાં વાંકડો કે પૈઠણની કુરીતિઓ આજે પણ ટકી રહી છે એને નિર્મૂળ કરવામાં યુવતીઓએ જ દૃઢ નિશ્ચયબળ કેળવીને દહેજ માગતા યુવકો કે એમનાં કુટુંબીઓને ઉઘાડાં પાડીને એમનો સામાજિક બહષ્કિાર થાય એવાં આંદોલનો ચલાવવાં જોઈએ. તો જ, આપણે કુમળીઅધખીલી કળીઓને કુરિવાજોના ખપ્પરમાં હોમાતી બચાવી શકીશું. લગ્નસાથી એ જીવનસાથી છે. એની સાથે કન્યાએ સહજીવન ગાળવાનું છે. કેવી વ્યક્તિ સાથે સહજીવન ગાળવું ગમે એ પ્રશ્નનો જો બૌદ્ધિક જવાબ મળે તો બંને વ્યક્તિએ એને અનુસરવું. લગ્ન એ પરસ્પર લાગણીનો સંબંધ જરૂર છે, પણ માત્ર લાગણીવશ કે મોહવશ થઈને નિર્ણય લેવાનો સંબંધ જરાય નથી.

– *ડૉ. હર્ષિદા પંડિત*

*પૂર્વઅધ્યક્ષ અને પ્રાધ્યાપક; મનોવિજ્ઞાન વિભાગ,*

*એસ.એન.ડી.ટી. મહિલા વિદ્યાપીઠ, મુંબઈ*

□

## લગ્નોન્મુખ યુવક-યુવતીઓની મૂંઝવણ

જ્યોર્જ બર્નાર્ડ શોને એક યુવતીએ પૂછ્યું : ''મને પરણવા માટે એક ઉમરાવ તૈયાર છે; મને પરણવા માટે એક ડૉક્ટર પણ તૈયાર છે; હું કોને પરણું?'' અવળવાણી માટે જાણીતા બર્નાર્ડ શોએ કીધું : ''કોઈક માણસને પરણજો.'' કેવો વિચારવા જેવો જવાબ છે!

દશપંદર વર્ષના લગ્નજીવન પછી એક સ્ત્રી કહે છે : ''મારા પતિનું સામાજિક વ્યક્તિત્વ સંગીન છે, કારકિર્દી પણ કુશળ પુરુષની છે. પણ, આમાં મને ક્યાંય મારો પતિ દેખાતો નથી.'' અલબત્ત, આવી જ ફરિયાદ કેટલાક પુરુષો પણ કરે છે. ઓગણીસમી સદીના એક મહાન વિજ્ઞાની માઈકલ ફેરેડેનું નામ વિજ્ઞાનની તવારીખના ચોપડામાં ખૂબ મોટું છે. તેની અપંગ બનેલી પત્નીએ કહ્યું છે કે, ફેરેડેનું મહત્ત્વ મારે મન મહાન વિજ્ઞાની તરીકે એટલું નથી, જેટલું મહાન પતિ તરીકે છે. અશક્ત પત્નીની સેવા કરવા માટે લાગલગાટ ત્રણ અઠવાડિયાં આ માણસ ઊંઘ્યો નહોતો. દિવસભર પ્રયોગશાળામાં દટાઈ જાય, પણ રાતનો જે આરામ તેના નસીબે હતો તે તેણે મારી સેવામાં સમર્પિત કર્યો હતો. લગ્નના આરંભમાં જે મધુરજની આવે છે તે તો ઢીંગલાઢીંગલીની હોય છે. મધુરજની લગ્નના અંતિમ ખંડમાં આવે છે. લગ્નની સાચી પસંદગીની આખરી કસોટી

એ જ છે.

અત્યારે લગ્નની મોસમ પૂરબહાર ખીલી છે. યુવક અને યુવતીઓ પરણે છે. ઘણાબધા ધામધૂમથી પરણે છે. એક જબરદસ્ત સામાજિક બનાવની જેમ એક લગ્નનો પ્રસંગ ઉજવાય છે. નવતર શૈલીમાં મોંઘી કંકોતરી એક બુલંદ જાહેરાત કરે છે. લગ્નમંડપની શાન જોવા જેવી હોય છે. લગ્નોન્મુખ યુવક-યુવતીનાં વસ્ત્રપરિધાન, વિધાતાએ એકમેકને માટે ઘડેલી બે વ્યક્તિઓના યુગલની છાપ પાડે છે. બંનેની બાહ્ય યોગ્યતાઓની યાદી લાંબી છે, પણ તેમને ખબર નથી કે, લગ્નની યોગ્યતાની સાચી કસોટી તો આગળ ઉપર આવવાની છે!

આ કસોટીમાં ધન, ધંધો, કારકિર્દી અને સામાજિક વ્યક્તિત્વના પ્રમાણપત્રોનું મૂલ્ય ગૌણ બની જાય છે. બધી જ બાદબાકીઓ કરી નાખ્યા પછી માણસાઈની જે શેષ વધે તેનું જ ખરું મૂલ્ય થાય છે. આમા ક્યારેક બહારની શોભા કલંક પુરવાર થાય છે, તો ક્યાંક બહારનું કલંક શોભા બની જાય છે.

ઈંગ્લૅન્ડના એક બૅન્કરે કહ્યું છે : 'બૅન્કમાં તમે કેટલી રકમ સાથેનું ખાતું ખોલાવો છો તેનું મૂલ્ય નથી. તે ખાતું તમે કેવી રીતે ચલાવો છો તે ઉપર તેનો આધાર છે.' મોટી રકમ સાથે ખોલવામાં આવેલાં ખાતાં ઠપ્પ થઈ જાય તેવું બને છે. નજીવી રકમ સાથે ખાતું ખોલવનાર એ ખાતું બરાબર નિભાવી જાણે તેવું બને છે. લગ્નમાં પણ ક્યારેક બરાબર નિભાવી જાણે તેવું બને છે. પ્રેમની કે પૈસાની મોટી મૂડી સાથે શરૂ કરેલું લગ્નનું ખાતું શરૂઆતના થોડાક જમાઉધારમાં સ્થગિત થઈ જાય તેમ બને. નજીવી મૂડી સાથે શરૂ કરેલું લગ્નનું ખાતું ઉત્તરોત્તર સમૃદ્ધ બનતું જાય તેમ પણ બને છે.

લગ્નોન્મુખ યુવકયુવતીઓ સમક્ષ જીવનસાથીની પસંદગીના અનેક વિકલ્પો હોઈ શકે છે. આ બધા વિકલ્પોનો વિચાર કરીને એક યુવક અને એક યુવતી પસંદગીની વરમાળા પરસ્પર પહેરાવે છે ત્યારે, ત્યાં વિકલ્પનો અંત આવી જાય છે. ત્યાં વિકલ્પનો અંત આવી જવો જોઈએ. આ પસંદગી પછી હવે વિકલ્પ નથી જ એવી ઊંડી સમજ અનિવાર્ય છે. પણ, આપણે જાણીએ છીએ કે ઘણા બધા માણસો કોઈ ને કોઈ ક્ષણે આ આખરી કબૂલાતમાંથી ડગી જાય છે. અલબત્ત, થોડીક પળો માટે જ ડગી જાય છે. કોઈક ક્ષણે યુવક મનમાં ને મનમાં વિચારે છે કે, આના કરતાં બીજી કોઈ સ્ત્રીને પરણ્યો હોત તો? યુવતી પણ આવી લાગણી અનુભવે છે. અમેરિકાના પ્રમુખ અબ્રાહ્મ લિંકનની પત્ની કેટલાંય વર્ષો પછી લિંકનને કહે છે : 'તમારા કરતાં તો હું ડગ્લાસને પરણી હોત, તો ક્યારની વ્હાઈટ હાઉસમાં પહોંચી ગઈ હોત!'' લિંકનની પત્ની જોઈ રહી હતી કે લિંકન



ગરીબ છે, તેની પાસે નાણાં નથી, તેના પોશાકનું ઠેકાણું નથી, તેના ચહેરા પર વેદનાના ચીરા ઠેરઠેર છે. તે પ્રમુખપદની ચૂંટણીમાં ઊભો છે, પણ અગાઉની ચૂંટણીઓના પરાજયનો અનુભવ જોતાં આ વખતે તે જીતશે એવું કોણ કહી શકે? તેની સરખામણીમાં પોતાની સાથે ભણેલો ડગ્લાસ વધુ સારો ઉમેદવાર હતો. તેની પાસે નાણાં હતાં, લિંકન કરતાં વધુ દેખાવડું વ્યક્તિત્વ પણ હતું. વ્હાઈટ હાઉસમાં પ્રમુખ તરીકે તે જ દાખલ થાય તેવી શક્યતા વધુ હતી.

પત્નીના આ કઠોર શબ્દોના જવાબમાં અબ્રાહ્મ લિંકને એવું કહ્યું હતું : 'થોડીક ધીરજ રાખ. હું જ તને વ્હાઈટ હાઉસમાં લઈ જઈશ.'

ડગ્લાસ વધુ સારો ઉમેદવાર હતો, વધુ સારો રાજપુરુષ પણ હતો, પણ વધુ સારો અને વધુ મોટો માણસ તો લિંકન હતો. જે અશક્ય લાગતું હતું તે ચમત્કારની જેમ બન્યું. અબ્રાહ્મ લિંકન પ્રમુખ તરીકે ચૂંટાઈ આવ્યા. પત્ની કંઈક શરમાઈ. લિંકને આટલું જ કહ્યું : ''સફળતા-નિષ્ફળતા તો ઈશ્વરના હાથમાં છે, પણ જીવનમાં કેટલીક પસંદગીઓ વિકલ્પરહિત હોય છે અને વિકલ્પરહિત પસંદગી વડે જ માણસ જીતે છે. જ્યાં તે હારે છે ત્યાં તે માણસ તરીકે જીતે છે.''

તમે જ્યારે લગ્ન કરો છો ત્યારે, તમારા જીવનસાથીનો સિતારો હજુ ઊગી રહ્યો છે. આગળ ઉપર તે ઝળહળી રહેલો દેખાશે. આજે બીજા ઘણા સિતારા વધુ ઝબકતા લાગશે, પણ તમારે તમારા પોતાના તારલામાં શ્રદ્ધા રાખવાની છે. તેની જીત કે હારને તમારી પોતાની નહીં ગણો અને બીજા ગમે તે તારલામાં તમારી સફળતાની ઝંખનાનું આરોપણ કરશો, તો તે બીજા તારલાની જીત થશે તોપણ, ખરા અર્થમાં તે તમારી જીત નહીં હોય અને તે હારશે તો પણ તે હાર તમારી પોતાની નહીં હોય. તમે જીત કે હાર બેમાંથી કશાને હૃદયસરસી ચાંપી ના શંકો તેવી લાગણીની એક ત્રિશંકુ સ્થિતિમાં મુકાઈ જશો.

બે વ્યક્તિઓ વચ્ચે કામવૃત્તિના સમાન ખેંચાણ અને સમાન બળના આધારે પશ્ચિમમાં લગ્નો થાય છે પણ તૂટી પડે છે. આપણે ત્યાં આશરે શિક્ષણ અને સંસ્કારની સમાન ભૂમિકાના આધારે લગ્નો થાય છે અને આવાં લગ્નો કેટલાંક તૂટી પડે છે, બીજાં કેટલાંક સ્થગિત થઈ જાય છે. એવી રીતે સમાન કારકિર્દીનાં પણ લગ્નો થાય છે અને છતાં કારકિર્દીની સમાનતાના કારણે જ તે લગ્ન સફળ થતું નથી. અત્યારે લગ્નો કુંડળીઓના આધારે કે કોમ્પ્યુટરના ચુકાદા પર પણ નક્કી થતાં હોય છે. આ બધા પછી પણ લગ્ન ખરેખર જીવનની જેમ જ હંમેશાં એક રહસ્ય ખડું કરે છે. તે કોઈ નિયમોને દાદ દેતું નથી. તેની સફળતાની કોઈ બાંયધરી કે વીમો હોઈ શકતો નથી. એટલે હવે કેટલાક લગ્નચિકિત્સકો

અને સમીક્ષકો એવા મત પર આવ્યા છે કે પસંદગીની ગમે તેટલી આકરી કસોટીઓ પછી પણ, લગ્નની સફળતાનો છેવટનો આધાર તમે જીવનસાથીનો નિ:સંકોચ સ્વીકાર કેટલી હદે કરો છો તેના પર રહે છે. જે પુરુષ પોતાની સફળતા પોતાના નામે ચઢાવે અને નિષ્ફળતા પત્નીના કે બીજા ગમે તેના માથે નાખે તે લગ્નમાં પણ સતત લૂંટાઈ ગયાની લાગણી વેઠ્યા કરશે. જે સ્ત્રી પોતાનાં સુખ પિયરથી આવેલાં માને અને દુ:ખ પતિએ ઊભાં કરેલાં ગણે તે સ્ત્રીને પણ લગ્નસંબંધમાંથી ખાસ કશું મળશે નહીં. પણ પતિ અને પત્ની પોતાની તમામ મર્યાદાઓનો લગ્નના સંયુક્ત હૃદયમાં સ્વીકાર કરશે ત્યાં લગ્ન ચોક્કસ સાર્થક થવાનું. ગમે તેવી કમનસીબીઓ, ગમે તેવા અકસ્માતો અને ગમે તેવી કસોટીઓ વચ્ચે એ લગ્ન ચાલવાનું અને માત્ર ચલાવવાનું એટલું જ નહીં, બંને સાથીઓને સાર્થક અને સંપૂર્ણ લાગવાનું.

ઇંગ્લૅન્ડમાં એક મશહૂર વડાપ્રધાન બેન્જામીન ડિઝરાયલીની લગ્નપ્રથા રીતસર એક રોમાંચપૂર્ણ આદર્શ પ્રેમકથા જેવી લાગે છે. ડિઝરાયલી જે સ્ત્રીના પ્રેમમાં પડ્યો હતો તે સ્ત્રી ડિઝરાયલી કરતાં ઉંમરમાં બાર વર્ષ મોટી હતી. ડિઝરાયલી ૩૩ વર્ષનો હતો, વિધવા બનેલી શ્રીમતી વિન્ધામ લેવિસ ૪૫ વર્ષની હતી. આ વિધવાને એ સમજાતું નહોતું કે પોતાનાથી મોટી ઉંમરની સ્ત્રી સાથે કોઈ યુવાન શું કામ પ્રેમમાં પડે? બેન્જામીન ડિઝરાયલી ગરીબ હતો, દેવામાં ડૂબેલો હતો અને આ સ્ત્રી પૈસેટકે સુખી હતી. એ સ્ત્રીની બહેનપણીઓએ તેને સમજાવ્યું કે આ ડિઝરાયલી પાસે ફૂટી કોડી પણ નથી, તેના માથા ઉપર વાળ જેટલું દેવું છે, તે વાર્તાઓ લખે છે તેનાથી પાંચ પૈસા મળે તેનાં સારાં કપડાં પહેરે છે. બોલવામાં ચતુર અને વિનોદી છે એટલે કંઈક યુવતીઓ તેના તરફ આકર્ષાય છે. તારી જોડે તે પરણવા એટલાં માટે આતુર છે કે તેને તારા પૈસામાં રસ છે. તારી પાસે જે ધન છે તેના વડે પોતાનું કરજ ચૂકવી દેશે અને પછી તો થાય તે ખરું. ડિઝરાયલીને તારા માટે કેટલું વહાલ રહે છે તે જોઈશું.

શ્રીમતી વિન્ધામ લેલિસને વાત સાચી લાગી. ડિઝરાયલીને કહ્યું કે, લગભગ યૌવન ગુમાવી બેઠેલી સ્ત્રી માટે તમને આટલો બધો પ્રેમ કેમ છે તે હું સમજું છું. ડિઝરાયલીને ખરાબ લાગ્યું. તે ચકોર હતો. બધું જ સમજી ગયો. તેણે પ્રિયતમાને લખ્યું : 'જેમને મારો પ્રેમ જોઈએ છે અને જેમને મેં દાદ નથી આપી તેવી સ્ત્રીઓની આ રમત છે. હું તને સાફ કહેવા માંગું છું કે હું તને જ ચાહું છું. તારું ધન મારે જોઈતું નથી. લગ્ન પછી તારા ધનના એક સિક્કાને હાથ લગાડું તો ફિટકાર આપજે. ફરી વિચાર કરજે. મારા પ્રેમમાં શ્રદ્ધા હોય



તો મને બોલાવજે, નહીંતર છેલ્લી સલામ.''

શ્રીમતી વિન્ધામ લેલિસ છેવટે ડિઝરાયલીને પરણી અને તે મેરી એન બની. ડિઝરાયલી અને મેરી એનની જોડી બરાબર જામી. પ્રેમ પાંગર્યો. મેરી એના પતિનું દુ:ખ જોઈને વારંવાર કહે છે : 'મારા પૈસામાંથી તમારું કરજ ચૂકવી દો. તમને હેરાન થતાં જોઈ શકતી નથી. અગાઉ મેં જે કંઈ કહ્યું છે તે ભૂલી જાઓ. તેને માટે હું શરમિંદી છું. પણ ડિઝરાયલીએ પત્નીનો આભાર માન્યો અને પૈસા ન જ લીધા. વર્ષો સુધી તેણે સંઘર્ષ કર્યો. મિત્રો મદદે આવ્યા. મેરી એનને માટે તેણે સુંદર મકાન બનાવ્યું. પત્નીની ધન્યતાનો કોઈ પાર નહીં. ૮૦ વર્ષની ઉંમરે મેરી એન મૃત્યુને ઉંબરે આવી ઊભી. તેને કૅન્સર હતું. ૮૦ વર્ષની વૃદ્ધાએ ઇસ્પતાલમાં જતાં જતાં તેને કહ્યું : ''કોઈ સ્ત્રી મારા જેવું સુખ પામી નહીં હોય. તમારો આભાર કઈ રીતે માનું? મારા મૃત્યુ પછી તમે એકલા ન પડશો.' પણ ડિઝરાયલી મેરી એનના મૃત્યુ પછી ભાંગી પડ્યો.

એક સ્ત્રી-પુરુષની વચ્ચેની અતૂટ મૈત્રીની, અતૂટ પ્રેમની અને વફાદારીની આ કથા છે. એમાં યૌવન, નાણાં, રૂપનો પ્રભાવ ગેરહાજર છે!

***ભૂપતભાઈ વડોદરિયા***

*તંત્રી, મેટ્રો સાપ્તાહિક*

□

## દહેજ એ સમાજનું દૂષણ

સ્ત્રીજીવનની વિવિધ સમસ્યાઓમાં દહેજની પ્રથા એ એક ગંભીર સમસ્યા છે. અનેક સુધારકોએ એનો વિરોધ કર્યો છે અને પ્રથા નાબૂદ કરવા આંદોલનો પણ કર્યાં છે, છતાં હજી દહેજની પ્રથા એનાં અનેક અનિષ્ટો સાથે ચાલુ રહી છે. એ આપણા સમાજનું દુર્ભાગ્ય છે.

દહેજનાં મૂળ ઘણાં ઊંડાં છે. પ્રાચીન કાળથી એ પ્રથા આપણા દેશમાં ચાલી આવી છે. વેદો સૌથી પ્રાચીન ગ્રંથો ગણાય છે. અથર્વવેદમાં દહેજનો ઉલ્લેખ છે. રાજકુંવરીઓ અઢળક ભેટસોગાદો અને દાસીઓને લઈને સાસરે જતી એવું આપણે જાણીએ છીએ. મુંબઈ બેટ એક જમાનામાં પોર્ટુગલના તાબામાં હતો. ત્યાંની રાજકુંવરીઓ સાથેના લગ્નમાં બ્રિટનના રાજાને એ બેટ પહેરામણીમાં મળ્યો હતો એ એક ઐતિહાસિક સત્ય છે. દહેજની પ્રથા જેમ પ્રાચીન છે તેમ વિશ્વભરમાં એ ચાલી આવી છે.

દીકરીને બાળપણથી પાળીપોષીને મોટી કરી અને તેને પારકા ઘરે વળાવતાં

માબાપો રાજીખુશીથી પોતાની આર્થિક સ્થિતિ પ્રમાણે વરપક્ષને દાગીના, રોકડ નાણાં કે રાચરચીલું આપતાં હતાં. એમાં રાજીખુશી અને સ્વેચ્છાનું તત્ત્વ હતું ત્યાં સુધી સમાજે એમાં અનિષ્ટ જોયું ન હતું, પણ જ્યારથી ફરજિયાત કે સોદાબાજીનું તત્ત્વ એમાં દાખલ થયું ત્યારથી એ અનિષ્ટ ગણાવા લાગ્યું.

દહેજપ્રથાએ કાળક્રમે એવું ભીષણ સ્વરૂપ ધારણ કર્યું કે દીકરીનો જન્મ અળખામણો લાગવા માંડ્યો. એક જમાનામાં દીકરીનો જન્મ થતાં જ તેને દૂધપીતી કરી દેવાનો રિવાજ પડી ગયો હતો.

બીજી રીતે પણ તેને મારી નાખવામાં આવતી હતી. દીકરીનો જન્મ એટલે માના પેટે પડેલો પથ્થર કહીને તેની નિંદા પણ થતી હતી. તેના મૂળમાં તેને પરણાવવામાં માબાપને આર્થિક અને સામાજિક મુશ્કેલીઓ ઉઠાવવી પડતી તે છે.

હાલમાં આપણે જોઈએ છીએ કે, દીકરાનાં લગ્નવેળા વરનો પિતા કન્યાના પિતા પાસે ચોક્કસ રકમ, અમુક તોલા દાગીના, ટી.વી. સેટ, રેફ્રિજિરેટર, કબાટ જેવી ચીજો દહેજ પેટે માગે છે. તેથીયે આગળ જઈને અમેરિકા જેવા દેશમાં પુત્રનો ભણવા જવાનો ખર્ચ પણ માગે છે. કન્યાના પિતા નિઃસહાય થઈને તે આપે છે. જો તે નથી અપાતું, તો કન્યાને જીવનભર મહેણાં- ટોણાં સાંભળવાં પડે છે. અપમાન રોજિંદું બની જાય છે. હવે તો સ્ત્રીને મારી નાખવાના કિસ્સા પણ વધવા લાગ્યા છે. કેરોસીન છાંટી તેને ઘાતકી રીતે સળગાવી દેવામાં આવે છે અને એવા કિસ્સાને આત્મહત્યામાં ખપાવવામાં આવે છે. પોતાના પિતા દહેજ નથી આપી શકતા તેથી કન્યાઓ પિતાની આબરૂ જાળવવા અને દહેજના બોજામાંથી મુક્ત કરવા પોતે આત્મહત્યા પણ કરે છે. શ્રીમંત છતાં અસંસ્કારી અને લાલચુ યુવાનો દહેજ ખાતર પત્નીને સળગાવીને બીજી વાર પરણીને દહેજ મેળવવાના કિસ્સા પણ વધવા લાગ્યા છે. એ અનિષ્ટ એટલું વધી ગયું છે કે સૌ એને વખોડે છે, છતાં જીવનમાં એનો વિરોધ કરવાનો પ્રસંગ આવે ત્યારે લાચારીથી એનો ભોગ પણ બને છે. સમાજની આ કરુણ દશા કેવી રીતે મટે તે વિચારવું જોઈએ.

ગાંધીજી સ્ત્રીઓના મુક્તિદાતા હતા. સ્ત્રીઓના જીવનમાં આવતી અનેક મુશ્કેલીઓ દૂર કરવા તેમણે લડતો આપી છે અને પ્રજામતના ઘડતરનું પણ કામ કર્યું છે. તેમણે દહેજપ્રથાનો ઘણો વિરોધ કર્યો હતો. નાતના વાડામાંથી જ વરની પસંદગી કરવાનો રિવાજ હોય તો તે તોડવાની પણ તેમણે સલાહ આપી હતી. તેઓ કહે છે : 'લગ્ન એટલે માતાપિતાએ પૈસા માટે ગાઢ કરેલો સોદો. એ મટવો જ જોઈએ. આ રિવાજને નાતની પ્રથા સાથે ગાઢો સંબંધ છે. જ્યાં સુધી અમુક નાતનાં યુવકયુવતીઓમાંથી જ લગ્નની પસંદગીનો સવાલ રહેશે, ત્યાં સુધી તમે ગમે તેટલો



વિરોધ કરો, તોય આ પૈસાના સોદાની પ્રથા રહેવાની જ. એટલે એને નિર્મૂળ કરવી હોય તો, યુવાનો, યુવતીઓ અથવા માબાપે નાતની આવી વાડાબંધી તોડ્યે જ છૂટકો. જરૂર પડે તો – એટલે જો યોગ્ય વર ન મળે તો – યુવતીઓએ બ્રહ્મચારિણી રહેવાનીય હિંમત કરવી જોઈએ.

દહેજ પ્રથાને તોડવામાં આંતરજ્ઞાતીય કે આંતરધર્મી લગ્નો મહત્ત્વનો ભાગ ભજવે છે. જ્યાં જ્યાં આવાં લગ્નો સમાજમાં થાય છે, ત્યાં દહેજનું દૂષણ દેખાતું નથી. તેનાથી સંકુચિત નાતના વાડાઓ તૂટે છે અને નાતના ખેરખાંઓનું અભિમાન પણ ઓગળે છે.

જે યુવાનો લગ્નની શરત પેટે દહેજની માગણી કરે છે અથવા જે યુવતી લગ્ન માટે દહેજ આપવાની માબાપને ફરજ પાડે કે રૂસણું લે તેવાં યુવકયુવતીઓ ભલે યુનિવર્સિટીનાં ડિગ્રીધારીઓ હોય, કે પરદેશમાં જઈ ભણી આવ્યાં હોય, પણ તેમણે પોતાની કેળવણીને લજવી છે. લગ્ન એ સ્ત્રીપુરુષનો જીવનભર સહજીવન ગાળવાનો એક પવિત્ર સંસ્કાર છે. તેને દહેજથી કલંકિત કેમ કરાય? જે યુવાનોના હાથ આવાં કલંકિત નાણાંથી ખરડાયેલા છે તેઓ પ્રતિષ્ઠિત કેમ ગણાય? સમાજે તેમને કંઈક નીચી દૃષ્ટિથી જોવા જોઈએ. સમાજે તેમનો માનમોભો ન જળવાય એવું વાતાવરણ ઊભું થવું જોઈએ. દહેજ એ તો વર કન્યાને પરણે છે તેની મહેરબાનીનો દંડ છે. એ એક સામાજિક ગુનો ગણવો જોઈએ. દહેજ લેનારાઓનો સામાજિક દરજ્જો હલકો ગણાવો જોઈએ. કન્યાના બાપે એવો દંડ ન આપવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ અને પોતાની પુત્રીને આવા લાલચુ અને નાપાક યુવાનની સામે ન જોવાની કેળવણી આપવી જોઈએ.

વિવાહ એ જિંદગીનું પરમ કર્તવ્ય નથી? દહેજ આપીને વિવાહ કરવો એ એક નીચ સોદો છે. નવયુવકોએ એવા સોદાથી ઊગરવું જોઈએ. એવો સંકલ્પ તેઓ કરે તો દહેજનાં દૂષણથી સમાજ બચી શકે.

વર્ષો પહેલાં ન્યાયમૂર્તિ શ્રી રાનડેએ ઇન્ડિયન નેશનલ સોશિયલ કોન્ફરન્સની સ્થાપના કરેલી. તેની વિવિધ પ્રવૃત્તિ પૈકી એકમાં કાર્યકરોએ દહેજ કે પૈઠણ વિરુદ્ધ વ્રત લેવું પડતું હતું. એવાં વ્રતધારી યુવાનયુવતીઓની આજે જરૂર છે. યુવાનોએ દહેજ લીધા વિના પરણવાનું વ્રત લેવું જોઈએ અને યુવતીઓએ દહેજ વિનાનાં લગ્નનો જ સ્વીકાર કરવો જોઈએ. આવાં વ્રતધારી યુવકયુવતીઓનું સમાજે સન્માન કરવું જોઈએ. આ રીતે યુવાન માનસમાં પરિવર્તન લાવવાની જરૂર છે.

સરકારનું ધ્યાન પણ દહેજના અનિષ્ટ તરફ ગયું છે. બત્રીસેક વર્ષ પહેલાં દહેજ પ્રતિબંધક કાનૂન થયેલો છે. કાયદામાં દહેજની વ્યાખ્યા નીચે પ્રમાણે આપેલી છે :

લગ્ન સંબંધથી જોડાનાર એક પક્ષ તરફથી બીજા પક્ષને, અથવા એક પક્ષનાં માતાપિતા કે અન્ય વ્યક્તિ તરફથી લગ્નમાં જોડાનાર કોઈ પણ વ્યક્તિને, કે અન્ય કોઈ મિલકત અન્ય કોઈ અનામતો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે અપાઈ હોય કે આપવાની હોય, અથવા લગ્ન પહેલાં કે પછી લગ્ન અંગે કંઈ પણ અપાય તો તે બધું દહેજ ગણી શકાય.

આનો ભંગ કરનારને છ માસની સજા અને રૂ. ૫,૦૦૦/-નો દંડ કરી શકાય. એ માટે કોર્ટમાં ફરિયાદ થવી જોઈએ.

સરકારે આવો કાયદો કરી દહેજપ્રથાને દબાવી દેવાનો પ્રયત્ન કર્યો છે. છતાં દહેજ તો લેવાય છે. કોઈ જેલમાં ગયું નથી કે કોઈને દંડ થયો નથી. કાયદો કેવળ પોથીમાં રહ્યો છે. એનું મુખ્ય કારણ દહેજની પ્રથા ગમે તેટલી અમાનુષી કે જંગલી હોય પણ સમાજ હજી એ પ્રથાને માન્ય રાખે છે અને આ લેવડદેવડ એવી રીતે થાય છે કે કાયદાના હાથ ત્યાં પહોંચતા નથી. કાયદામાં જેમ પરિવર્તનને અવકાશ છે તેમ સમાજના માનસમાં પણ મૂલ્યપરિવર્તનની જરૂર છે. દહેજ વિરુદ્ધ પ્રજામતને તૈયાર કરવાનું કામ નેતાઓ, સમાજસુધારકો, સ્ત્રીપુરુષ સમાનતા અને સ્વતંત્રતા પુરસ્કર્તાઓ - સૌનું છે. પરોપદેશે પાંડિત્યમ્‌થી આ પ્રથા દૂર ન થાય. દરેકે પોતાના જીવનમાં આચરી બતાવવાનો આ પ્રશ્ન છે. ગાંધીજીએ કહ્યું છે કે, એક મણ વિચાર કરતાં એક તોલો આચરણ ચઢે. તે પ્રમાણે જેઓ દહેજનો વિરોધ કરે છે તેમણે પ્રસંગ આવે ત્યારે દહેજ આપવાની કે લેવાની ના પાડવી જોઈએ. વડીલ માતાપિતા તો રૂઢિનું દાસત્વ અનુભવે, પણ યુવાનો કે યુવતીઓ પોતાની જાતનું નાણાં કે મિલકતના રૂપમાં મૂલ્યાંકન કરાવે ત્યારે બિચારો કાયદો પણ અસમર્થ બની જાય છે. કાયદો તો અપંગની ઘોડી જેવો છે. સમાજનાં દહેજ જેવાં અનિષ્ટ સામે સામાજિક અને નૈતિક વિચારોમાં પણ પરિવર્તન થવું જોઈએ. કાયદાની અસરકારકતા માટે તેનું સોશિયલ રિએકશન હોવું જોઈએ. જે યુવક દહેજ લઈને જીવનનો આનંદ માણે છે તે નમાલો, પુરુષાર્થહીન ગણાવો જોઈએ. તેનું ભણતર એક દૃષ્ટિએ નકામું છે. ઊંચાં જીવનમૂલ્યો વિનાનો યુવક સમાજને કોઈ રીતે ઉપયોગી નથી.

દહેજની રકમ વરનાં શિક્ષણ અને તેનાં માતાપિતાનાં સામાજિક અને આર્થિક દરજ્જા પ્રમાણે લેવામાં આવે છે. જો અયોગ્ય વર પણ કન્યાના પિતાને પોષાય તેટલી દહેજની રકમ લેવા તૈયાર હોય, તો તેને દીકરી પરણાવવામાં આવે છે. આવું સમાધાન તો મોટા પ્રમાણમાં સમાજમાં જોવા મળે છે. તેનાથી કજોડાં પેદા થાય છે. કન્યાનો સંસાર દુઃખી થાય છે. એના જીવનમાં દુઃખનાં ડૂસકાં સુકાતાં નથી અને



કંટાળીને આત્મહત્યા કરવી પડે છે. તેમાં હાલનું શિક્ષણ વગર મહેનતે નાણાં મળે તેવી મનોવૃત્તિને પોષે છે તે પણ જવાબદાર છે. આવું શિક્ષણ પામેલો યુવાન દહેજભૂખ્યો બને છે. અમેરિકાથી ગ્રીનકાર્ડ લઈને આવેલો યુવાન વળી આનાથી પાંગળો, સત્ત્વહીન પરોપજીવી અને નામર્દ દેખાય છે. આ સંજોગોમાં દહેજ વિના પરણવાનો સંકલ્પ કરનારાં શિક્ષિત યુવક-યુવતીઓએ આગળ આવી રૂઢિનું દાસત્વ તજવું જોઈએ અને માબાપની ચિંતા ઓછી કરવી જોઈએ.

દહેજનો પ્રશ્ન જેમ આર્થિક છે તેમ સ્ત્રીની સમાનતા, સ્વતંત્રતા અને સ્વમાનની સાથે સંકળાયેલો પણ છે. સમાજમાં પુરુષનું અનેક દૃષ્ટિએ આધિપત્ય છે. સ્ત્રી સ્વમાનપૂર્વક જીવી શકે તે માટે તેનાં સ્વતંત્રતા મને સમાનતા આવશ્યક છે. પુરુષોની મહેરબાનીથી એ ન મળે. સ્ત્રીઓએ જાતે જ પોતાનું સ્વત્વ પ્રકટાવી તેને ખીલવીને મેળવવાં રહ્યાં. આ દૃષ્ટિએ સ્ત્રીઓની સમાનતા અને સ્વતંત્રતાને બાધક થાય એવા કુરિવાજોને તિલાંજલી આપવી જોઈએ.

મહિલા પરિષદોએ પણ દહેજ જેવી અમાનુષી પ્રથાની સામે સતત ઝુંબેશ ઉપાડવી જોઈએ. જ્યાં આવાં લગ્નો, થાય ત્યાં સત્યાગ્રહ કરી પોતાનો વિરોધ વ્યક્ત કરવાના કાર્યક્રમો યોજવા જોઈએ. સમાજના આવા ભયંકર અનિષ્ટ સામે મહિલાઓ લડત ન આપે તો કોણ આપશે? મહિલા પરિષદની સભ્ય થનાર બહેનો પાસે પોતાને ત્યાં પ્રસંગ આવે ત્યારે દહેજ ન આપવાની કે લેવાની પ્રતિજ્ઞા કરાવવી જોઈએ. થોડી પણ પ્રતિષ્ઠિત બહેનોના આચારની પણ ચમત્કારિક અસર થશે.

આપણા બંધારણમાં સ્ત્રીપુરુષોની સમાનતા અને સ્વતંત્રતાનો આદર્શ સ્વીકારાયેલો છે. એ આદર્શ હજીએ બંધારણપોથીમાં જ પડેલો રહ્યો છે. હવે એના અનુસંધાનમાં સ્ત્રીનું સ્થાન અને મોભો વધે એવું ઘણું થોડું થયું છે. છતાં સ્ત્રી એક વ્યક્તિ તરીકે સ્વમાનભેર જીવી શકે અને સ્વતંત્રતા અને સમાનતા તેના જીવનમાં પૂર્ણકળાએ ખીલે એ દિવસોની ઝંખના અમે કરીએ છીએ. એવી પરિસ્થિતિનું નિર્માણ થશે ત્યારે દહેજ જેવી પ્રથા નાબૂદ થશે. યુવક-યુવતીઓનું માનસ કાયદાને પોષક હોય એવું એનું પરિવર્તન મહત્ત્વનું છે.

જે હસ્ત ઝુલાવે પારણું
તે જગત પર શાસન કરે.

એ કાવ્યપંક્તિનું હાર્દ અને સત્યનો અમલ થાય તે માટે સ્ત્રીઓએ જ જીવનમાં પહેલ કરવાની છે તે કોઈ ભૂલશો નહીં. – ***કુસુમબહેન હ. પટેલ***

*મંત્રીશ્રી, વિઠ્ઠલ કન્યા-કેળવણીમંડળ, નડિયાદ*

☐

# સ્ત્રીઓ વિશે પુરુષોના પૂર્વગ્રહો

સ્ત્રીઓના સમાન હકની, સ્ત્રી-સન્માનની આપણે સહુ ઘણીઘણી વાતો કરીએ છીએ. સ્ત્રીઓના વિકાસ અર્થે અથવા તેઓની સમસ્યાઓના ઉકેલ માટે મથતી સ્ત્રી-સંસ્થાઓ તરફ આપણે આંગળી ચીંધીએ છીએ. સ્ત્રીઓ પ્રત્યેનો પુરુષોનો અભિગમ પહેલાંના કરતાં કેટલો બદલાયો છે એ જાણે કે સાબિત કરીએ છીએ. સંસ્થા કે ઑફિસોમાં આપણી સાથે કામ કરતી મહિલાઓ સાથે આપણે વિવેકથી વર્તીએ છીએ અને સ્ત્રી-દાક્ષિણ્યની ભાવના દર્શાવવામાં તો પુરુષો પરસ્પર સ્પર્ધા કરતા હોય એવું પણ કેટલીક વાર દેખાય છે. જાહેરમાં, સ્ત્રીઓની શક્તિ વિશે ભાષણો કરીએ છીએ અને સ્ત્રીશક્તિની પ્રશંસા કરતાં કેટલાંક શાસ્ત્રોનાં વાક્યો અને પ્રસંગોનો ઉલ્લેખ કરતાં આપણે થાકતા નથી. આ બધું ઇચ્છવાયોગ્ય અને સારું છે, પરંતુ અગત્યનો પ્રશ્ન એ છે કે સ્ત્રીઓ પ્રત્યેનો આપણો આવો રૂડો અભિગમ ફક્ત ઘરની બહાર જ દર્શાવવામાં આવે છે કે ઘરમાં પણ? કુટુંબનાં સ્ત્રીસભ્યો પ્રત્યે પણ આવું જ વિવેકી વર્તન આપણે દાખવીએ છીએ ખરા?

આ બાબતમાં નિરીક્ષણ કરતાં આપણને સ્પષ્ટ દેખાય છે કે પુરુષોનો સ્ત્રીઓ પ્રત્યેનો વર્તાવ બે પ્રકારનો છે : ઘરમાં સ્ત્રીઓ સાથેનો અંગત અને રોજિંદો વર્તાવ અને બીજી સ્ત્રીઓ પ્રત્યેનો જાહેર વર્તાવ. જાહેરમાં આપણી વર્તણૂક ખૂબ જ વિવેકી અને સદ્‌ભાવપૂર્ણ હોય છે. આ જાહેર અભિગમમાં આપણે અઢારમી સદીના કરતાં અનેકગણા પ્રગતિશીલ લાગીએ છીએ.

પરંતુ, જ્યારે આપણાં કુટુંબની સ્ત્રીઓ પ્રત્યેના આપણા અભિગમનો, આપણે વિચાર કરીએ છીએ ત્યારે, કાંઈક જુદું જ ચિત્ર જોવા મળે છે. માતા, ભગિની, ભાભી અને પત્ની તરફના મોટા ભાગના પુરુષોનાં વલણનું જો આપણે નિરીક્ષણ કરશું તો ઘણાં દુ:ખ સાથે કબૂલ કરવું પડશે કે આપણે અઢારમી સદીના કરતાં એક તસુ પણ આગળ વધ્યા નથી. આપણું માનસ હજુ ક્યાં બદલાયું છે? આપણી દૃષ્ટિ હજુ ક્યાં વિશાળ થઈ છે?

પુરુષોની સ્ત્રીઓ પ્રત્યેની આવી માનસિક ગ્રંથિઓનો વિચાર કરીએ છીએ ત્યારે આપણને તરત જણાઈ આવશે કે સ્ત્રીઓ વિશેનો પુરુષોનો પૂર્વગ્રહ હજુ જેમનો તેમ, અકબંધ છે. પુરુષમનનું એ જડબેસલાક સીલ હજુ સુધી કોઈએ તોડ્યું નથી, કારણ કે એ સીલબંધ પૂર્વગ્રહપેટી આપણને વારસામાં ઉત્તરોત્તર મળ્યા કરે છે. દરેક ક્ષેત્રમાં, દરેક બાબતમાં આ પૂર્વગ્રહો જ રમત બગાડી નાખે છે. મંગળ અને શનિ કે રાહુ જેવા ગ્રહો કરતાં આ પૂર્વગ્રહો વધારે ખતરનાક હોય છે.



સ્ત્રીઓ બાબત પુરુષોના મનમાં રૂઢ થઈ ગયેલા પૂર્વગ્રહોમાં એક પૂર્વગ્રહ એવો છે કે સ્ત્રીઓ મૂર્ખ છે, અક્કલ વગરની છે. ઘણીવાર આપણે જોઈએ છીએ કે અન્ય મુલાકાતીઓની હાજરીમાં કે મિત્રોની ઉપસ્થિતિમાં, મોટા ભાગના પુરુષો પોતાની પત્નીઓને ઉતારી પાડતા હોય છે; 'તને કાંઈ ખબર ન પડે; સમજ્યા વગર વચ્ચે બોલ નહિ.' વગેરે વાગ્બાણોથી પતિરાજો પત્નીઓનું સ્વમાન ઘવાય તેમ વર્તે છે અથવા અપમાન કરે છે.

અપમાન?... ભૂલ થઈ ગઈ. સ્ત્રીઓને વળી માન-અપમાન શું? એ તો હડધૂત થવા જ સર્જાયેલી છે. સ્વમાન તો પુરુષોનું જ સાચવવાનું હોય. પત્નીનાં પિયરિયાંને જેટલી વધારે 'ગાળો ભાંડીએ' એટલા આપણે 'વધારે સાચા પુરુષ કહેવાઈએ' એવું કેટલાક માનતા હોય તેમ લાગે છે!

બીજો એક એવો પૂર્વગ્રહ જડ થઈ ગયો છે કે સ્ત્રીઓ ખર્ચાળ હોય છે. તેઓને 'ઘર ચલાવતાં આવડતું જ નથી, ખોટા ખર્ચા કરે છે' ઇત્યાદિ. વળી, સ્ત્રીઓને મોંઘાંમોંઘાં કપડામાં અને દાગીનામાં જ રસ હોય છે અને તેથી તેમને એ બધું આપીને જ ખુશ રાખી શકાય છે એવું કેટલાક માનતા હોય છે. પુરુષોનાં ખિસ્સાં કાપનાર મોટામાં મોટો ખિસ્સાકાતરુ તો સ્ત્રી જ છે એમ પણ હસતાં હસતાં ઘણા કહે છે, પરંતુ પુરુષો એ સમજવા જ માગતા નથી કે ઘરની (અથવા વરની) નાની આવકમાં સ્ત્રીઓ કેટલી ચતુરાઈથી ઘર ચલાવતી હોય છે અને બહાર પોતાના ઘરની ઇજ્જત સાચવતી હોય છે એ તો નિખાલસતાથી અને તદ્દન નિષ્પક્ષતાથી જોઈએ તો જ ખબર પડે.

પુરુષો ગમે તેટલા સુશિક્ષિત હોય, સ્ત્રીઓને મુખ્યત્વે તેઓ ભોગ્ય પદાર્થ જ ગણતા હોય છે. સ્ત્રીઓ તરફ સેક્સની દૃષ્ટિએ જ જોતા હોય છે, મૂલવણી કરતા હોય છે. સ્ત્રીઓમાં રહેલી ઉચ્ચ પ્રકારની દિવ્ય શક્તિ તરફ તો તેઓ નજર પણ કરતા નથી.

સ્ત્રીઓને સમજાવવાની ન હોય, એને તો મારઝૂડ કરવાની જ હોય એવી માન્યતા પણ બીજા પૂર્વગ્રહ જેટલી જ રૂઢ અને જડ છે. વળી, કમનસીબી એ છે કે પોતાના સમર્થનમાં તેઓ સંત તુલસીદાસની ચોપાઈ ટાંકતા હોય છે!

બધી સ્ત્રીઓ વાચાળ હોય છે. આખો દિવસ અને જ્યાં ત્યાં બકબક કરતી હોય છે એ માન્યતા પણ રૂઢ થઈ ગયેલી દેખાય છે. સ્ત્રીઓને ચેટરબોક્ષ કહેવામાં આવે છે. આ બાબતમાં પણ તટસ્થતાથી કોઈ જોતું જ નથી. ઘણી સ્ત્રીઓ ઓછું બોલનારી અને વધુ કામ કરનારી હોય. પુરુષો ક્યાં વાચાળ નથી હોતા?

કોઈ એક લેખકે સાચી જ ટકોર કરી છે કે જો કોઈ પુરુષ મૂર્ખતાભર્યું

આચરણ કરે તો આપણે એમ કહીશું કે ''He is a fool.'' પણ જો કોઈ સ્ત્રી મૂર્ખાઈ કરે તો આપણે તરત સામાન્ય વિધાન બનાવી દઈએ છીએ કે ''Women are fools.'' અર્થાત્ 'બધી સ્ત્રીઓ મૂર્ખ હોય છે.

સ્ત્રીઓએ આ બધી બાબતોમાં જાગૃત થવાની જરૂર છે.

*પ્રા. કિશોર બી. માંકડ*
*૩, અખિલેશ સોસાયટી,*
*જીવરાજ પાર્ક, અમદાવાદ-૧૫*

□

## વહુ : ગૃહલક્ષ્મી કે નોકરાણી?

એક વાર મારી પત્ની પોતાના ગામની, પણ આ શહેરમાં વહુ બનીને આવેલી પોતાની એક બહેનપણીને મળવા તેના ઘેર ગઈ. તેના શ્વસુરગૃહના લોકોની ગણતરી સુખી અને શ્રીમંત પરિવારમાં થતી હતી. મારી પત્ની જ્યારે તેના ઘેર ગઈ ત્યારે તેની સાસુ કોઈ વર્તમાનપત્ર વાંચી રહી હતી અને રેડિયો પર ગીત વાગી રહ્યું હતું. 'બાબુલ કી દુઆએ લેતી જા, જા તુઝ કો સુખી સંસાર મિલે.'' ઘણી પ્રતીક્ષા કરવા છતાં પણ મારી પત્ની પોતાની બહેનપણીને મળી શકી નહી અને તેને મળ્યા વિના જ નિરાશ થઈને તે ઘેર પાછી ફરી. પાછળથી તેના પાડોશીઓને પૂછપરછ કરતાં મારી પત્નીને જાણવા મળ્યું કે પોતાના બાબુલની દુવાઓ લઈને સુખી સંસારની કલ્પના કરીને જવાવાળી તેની સાહેલી એક દુઃખી સંસારમાં જીવી રહી છે. તેના સાસરિયામાં તેની સ્થિતિ એક નોકરાણી કરતાં પણ બદતર છે!

સમજાતું નથી કે પારકી દીકરીને પોતાના દીકરાની અર્ધાંગિની બનાવીને લાવનારી સાસુ પોતાની વહુની આટલી ઉપેક્ષા અને નફરત કેમ કરે છે અને પોતાના ભાઈને હોંશેહોંશે પરણવા લઈ જનાર નણંદ લગ્ન પછી પોતાની ભાભી પર આટલી દાઝે ભરાયેલી શા માટે રહે છે? જ્યારે દરેક દીકરીને વહુ બનવાનું છે ત્યારે પોતાની વહુઓ અને ભાભીઓની સાથે જ આવો છળ-કપટ અને ભેદભાવભર્યો વ્યવહાર શા માટે?

સાસુ જો વહુને પોતાની જ દીકરી માનીને અને નણંદ પોતાની ભાભીને સાચી બહેનપણી માનીને તેને પ્રેમ કરે, તેના સુખ-દુઃખને પોતાનું સુખ-દુઃખ સમજે, તેના પર વિશ્વાસ કરે, તેની ઇચ્છા અને સૂચનોનો આદર કરે, તો વહુ



પણ પોતાના વિવેકનો પરિચય કરાવીને પોતાના પરિવારને એક્તાના સૂત્રમાં બાંધીને પરિવારને સ્વર્ગ બનાવી દેશે. પોતાના શ્વસુરગૃહને પોતાના પિયર કરતાં પણ ચઢિયાતું માનશે. વહુની ઉપેક્ષા કરીને અને તેનાથી બધું છાનું રાખીને કામ કરવાથી વહુનું મન મેલું બને છે. તેના હૃદયમાં નફરતની ભાવના ઉત્પન્ન થાય છે અને પરિણામ એ આવે છે કે તે પોતાના મનની લાગણીઓને પોતાના પિયરિયાં આગળ અથવા તો પોતાની સુખી સાહેલીઓ આગળ ખોલી નાખે છે. એનાથી પરિવારમાં ક્લેશ અને અશાંતિ ઉત્પન્ન થાય છે અને પરિવાર નર્ક જેવો બની જાય છે. જે વ્યક્તિ પરિવારની મહત્ત્વપૂર્ણ સભ્ય બની ગઈ હોય તેનાથી બધી વાતો છુપાવી રાખવાનું કેટલા અંશે ઉચિત છે?

અનેક પરિવારોમાં દીકરીઓને વહુઓ કરતાં વધુ પ્રાધાન્ય આપવામાં આવે છે. કૌટુંબિક પ્રસંગો – ખાસ કરીને સગાઈ, લગ્નનાં કપડાં, અલંકારો વગેરેની ખરીદી દીકરી જ કરે છે અને વહુની સલાહ સુધ્ધાં લેવામાં આવતી નથી. આવા સંજોગોમાં આ ઘરને વહુ પોતાનું ઘર કેવી રીતે માની શકે? લગ્ન સમયે દીકરી પોતાનાં સાસરિયાંની ફોજ સાથે એકાદ મહિના પહેલાં જ પિયર આવી જઈને પોતાનો અધિકાર જમાવી લે છે અને વહુઓનાં સગાંવહાલાંઓની ઉપેક્ષા થતી રહે છે. આવી સ્થિતિમાં વહુઓની માનસિક સ્થિતિની તમે કલ્પના કરી શકો છો. આવી નણંદ પોતાની ભાભીઓનો સ્નેહ અને પ્રેમ પ્રાપ્ત કરી શકશે ખરી? મા-બાપ તો હંમેશાં સાથે નહિ રહે. પિયર તો ભાઈ અને ભાભી થકી જ બને છે, પણ દીકરીને વહુ કરતાં વધુ મહત્ત્વ આપીને અને વહુથી છાનાંછપનાં દીકરીને દાનદક્ષિણા આપ્યા કરવાથી ભાભીના મનમાં નણંદ ખટકવા લાગે છે.

સાસુ પછી, વહુ જ જે ઘર સંભાળવાની છે એ વખતે આ ઘરમાં આવી સ્વાર્થી અને લાલચુ નણંદનું માન ભલા કેવી રીતે જળવાવાનું હતું? દીકરી ઘરની આબરૂ છે, તેને જરૂર કંઈ મળવું જોઈએ, પણ વહુને પૂછીને કે તેની સલાહથી આ કાર્ય થાય તો વહુને પણ ગૌરવની લાગણી થશે અને તેનું હૃદય ઉદાર બની જશે અને તે પોતે જ નણંદને ઘણુંબધું આપી દેશે. આથી નણંદે પોતાની ભાભી પ્રત્યે સહાનુભૂતિ રાખીને તેને સ્નેહ તથા પ્રેમ અને આદર આપવા જોઈએ. તેણે પોતાનાં માબાપ કે ભાઈભાભી પાસેથી લૂંટીને પોતાનું ઘર ભરવાની મનોવૃત્તિ નહિ રાખવી જોઈએ. આવી વૃત્તિ રાખવાથી તો તે પોતાનાં ભાઈભાભીના સ્નેહથી વંચિત બની જશે અને માબાપની ગેરહાજરીમાં તેના માટે પોતાના પિયરનાં દ્વાર હંમેશાં માટે બંધ થઈ જશે.

વહુ ઘર અને પરિવારનો પાયો છે. મા વહુનું મોં જોવા માટે ઝંખતી હોય છે. બંનેને પોતાના ભાઈનાં લગ્નની ઘણી હોંશ હોય છે. પણ વહુના ઘરમાં પગ મૂકતાં જ બધાં તેના દુશ્મન કેમ બની જાય છે? તેને પોતાના દીકરાની જીવનસંગિની બનાવીને પોતાના ઘેર લાવવાની શી જરૂર હતી? પારકા ઘરની દીકરીને પોતાના ઘેર લાવીને તેની ઉપેક્ષા, નફરત અને અપમાન કરવાં તે કેટલે અંશે ઉચિત છે?

વહુના આવતાં જ સાસુ અને નણંદ ગૃહસ્થીના કામમાંથી મુક્ત થઈ જાય છે અને બિચારી વહુ સવારથી રાત સુધી ઘરકામનો ઢસરડો કર્યા કરે છે. બધાંનાં નખરાં પણ તેણે સહન કરી લેવાં પડે છે. તેને વરનાં બધાં જ કામ નોકરાણી સુધ્ધાંનું કામ એકલા પંડે કરવાં પડે છે. સવારથી માંડીને રાત સુધી બસ, કામ, કામ ને કામ જ. આરામનું તો નામ પણ નહિ. કામ કરવાવાળી એક અને સેવા લેવાવાળા અનેક! તે આવી હોય છે તો ઘરની લક્ષ્મી બનીને, પણ બની જાય છે મફતમાં કામ કરવાવાળી નોકરાણી! આ તે કેવી ગૃહલક્ષ્મી! આ તે કેવી ગૃહસ્વામિની! જેને કોઈ અધિકાર નહિ, જેનું ઘરમાં કોઈ માન નહિ, જેની અશાંતિ અને માનસિક અકળામણની કોઈને કંઈ ચિંતા નહિ! તેનો પતિ બિચારો મૂકપ્રેક્ષક બનીને આ બધું જોયા કરે છે. વહુ પોતાની વ્યથા, પોતાના દુઃખની વાતો એક માત્ર પોતાના પતિને કહી શકે, પરંતુ તેને પણ પત્નીને પ્રેમ કરવાનો સમય મળતો નથી. રાત્રિના જ્યારે તે મોડેથી કામથી પરવારીને, થાકીપાકી પોતાના ઓરડામાં આવે, ત્યારે પતિ મહાશય નસકોરાં ઘરડતા હોય છે. કોને કહે તે પોતાના મનની વ્યથા? જે ઘરમાં તેને પોતાના પતિ તથા બાળકોના પ્રેમ માટે પણ તરફડવું પડતું હોય એ ઘરને તે પોતાનું ઘર કેવી રીતે માની શકે?

*બી. જે. કાપડી*

☐

## સહજીવનની સૌરભ

સહજીવનમાં એકમેકની સાથે રહેવાની ઈચ્છા છે. સંગીતમાં જીવનનો આનંદ છે અને સુગંધ પણ. જેવી રીતે બગીચામાંના દરેક ફૂલની પોતાની આગવી ખુશબૂ હોય છે. તેવી જ રીતે આપણી આસપાસની દરેક વ્યક્તિનીયે એક સુગંધ હોય છે. સહજીવનમાં સ્ત્રીની એક વિશેષ સુગંધ હોય છે. એ માને નાતે, બહેનને નાતે, પુત્રીને નાતે, પત્નીને નાતે અને મિત્રને નાતે વાતાવરણમાં એક મધુર



સુગંધ પ્રસરાવે છે. પુરુષના સાંનિધ્યમાં પણ એક સૌરભ હોય છે. તેથી જ પુરુષને પુરુષ સાથે, સ્ત્રીને સ્ત્રી સાથે અને બેઉને એકમેકની સાથે રહેવાની ઉત્કંઠા રહે છે. આ જ સહજીવનનો આધાર છે. સહજીવનની પ્રેરણા નૈસર્ગિક છે, પણ સહજીવનનું સંયોજન ને વ્યવસ્થા સાંસ્કૃતિક છે. જેઓ એકમેકના જીવનને સંપન્ન કરે છે એમનું જીવન ચરિતાર્થ થાય છે.

*– દાદા ધર્માધિકારી*

## પતિદેવ

- ➩ પતિને પત્ની માટે પરમેશ્વર ગણવામાં આવે છે, પણ પતિએ તે માટે લાયકાત કેળવવાની જરૂર છે.
- ➩ પતિ ઑફિસેથી ઘેર આવે ત્યારે પત્નીને ફફડાટ થાય તો તે પતિ પરમેશ્વર ગણાય?
- ➩ સાસુ, સસરા, નણંદ, ફોઈ ઘરની ગૃહલક્ષ્મીને અન્યાય કરે, હેરાન કરે, રંજાડે તો પતિએ પત્નીની ઢાલ બનવાની ફરજ છે. વિવેકપૂર્વક વડીલોને તે અંગે કહેવાની પતિની ફરજ છે.
- ➩ ઘરમાં પત્ની ઉપર કામનો વધુ પડતો બોજ હોય તો તે બોજ ઓછો કરવાની પતિની ફરજ છે. કામની યોગ્ય વહેંચણી કરી અથવા પોતે મદદરૂપ બની તેવો બોજ ઓછો કરી શકાય.
- ➩ ઘરના વહેવારો, રીતરિવાજો એવા હોય કે તેથી પત્નીને રંજાડ ન થાય. તે જોવાની પતિની ફરજ છે. ખોટા વહેવારો, રીતરિવાજો કુટુંબને નિચોવી નાંખતા હોય, દુઃખ ઊભાં કરતાં હોય તેને દૂર કરવા વડીલોને વિવેકથી સમજાવવાની પતિની ફરજ છે.
- ➩ પત્ની ઘરની દાસી નથી. પત્નીને ઘરમાં સ્વતંત્રતા, સ્વમાન, પ્રેમ મળે છે કે નહિ તે જોવાની પતિની ફરજ છે. પત્ની પતિથી ઊતરતી કક્ષાની નથી. બંને વચ્ચે સખી-સખાપણું-જરૂરી છે.
- ➩ પત્ની પતિમાં પરમેશ્વરનાં દર્શન ત્યારે જ કરે જ્યારે પતિ પણ પત્નીમાં દેવીનાં દર્શન કરે. જે ઘરમાં આમ હશે તે ઘર ઘર નહીં, એક મંદિર બની જશે.
- ➩ યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતા.

☐

# ગૃહલક્ષ્મી

➩ પત્ની પોતાનું ઘર છોડીને પતિના ઘરને અપનાવે છે તે મહાન ત્યાગ છે. પતિએ અને પતિના ઘરનાં સૌએ આ સમજવું જરૂરી છે. પત્નીને પતિના ઘેર સ્વતંત્રતા (સ્વચ્છંદતા નહીં) સ્વમાન અને પ્રેમ મળે તો તે સાચી ગૃહલક્ષ્મી દેવી બની શકે.

➩ સ્ત્રીએ પતિની પત્ની, બાળકોની માતા અને વડીલો અને અન્ય કુટુંબીઓની સેવિકા બની પ્રેમથી, ત્યાગથી, સેવાથી પતિગૃહનાં બધાંને જીતી લઈ સાચા અર્થમાં-હોમ-મિનિસ્ટર ગૃહલક્ષ્મી-દેવી બનવાનું છે.

➩ ગૃહજીવન સુખી ત્યારે જ બને કે પતિ અને પત્ની સામેની વ્યક્તિ પાસેથી મેળવવાની આશા કરતાં પણ વધુ આપવાની ભાવના રાખે. ખરા અર્થમાં સખા અને મિત્ર-સુખદુઃખનાં સાથી બની રહે. એ ત્યારે જ બને કે અંગત અગવડ, ટેવ, સ્વભાવને વધુ મહત્ત્વ ન આપતાં એકબીજાને અનુકૂળ થવા પ્રયત્ન કરે.

➩ જક્કીપણું, હઠાગ્રહ છોડવા જ પડે. સ્વભાવભેદ, ગમાઅણગમા, વિચાર મતભેદ રહેવાના, પણ તેને મહત્ત્વ ન આપે તે જ સુખી બને.

➩ ઘરની પરિસ્થિતિ પ્રમાણે સંતોષથી જીવવામાં આનંદ છે. કરકસર, ઉદ્યમપણું, જરૂર પ્રમાણે જ ખરીદી એ સુખી થવાની ચાવીઓ છે.

➩ મોટર-ગાડી-બંગલા-દાગીના-ઝવેરાત અને કબાટો ભરીને કપડાંમાં સુખ નથી. સુખથી, શાંતિથી, કરકસરથી, સ્વમાનથી, સંતોષથી જીવવામાં સુખ રહેલું છે. લેવા કરતાં આપવામાં ત્યાગમાં, બીજાને મદદરૂપ થવામાં ખરું સુખ રહેલું છે.

➩ ખોટા ખર્ચા, ખોટા વહેવારો, ખોટા રીતરિવાજો દૂર કરી સંયમી, પ્રેમથી, આનંદથી જીવવાની કળા કેળવો અને જીવનભર આનંદથી જીવો.

☐



# લગ્નપ્રસંગની ભેટ

## નવવધૂને બે શબ્દો

૧. સંપૂર્ણ સમર્પણથી જ સંપૂર્ણ પ્રત્યાર્પણ થાય છે. પત્નીના સમર્પણ અને પતિના પ્રત્યાર્પણથી જ અભિન્ન અને મંગલ દામ્પત્ય મેળવી શકાય છે.

૨. તમે વારંવાર કંઈ ને કંઈ માગ્યા કરો અને પતિ તમને આપે તેના કરતા એટલો પ્રેમ અને સેવાભાવ દર્શાવો કે વગર માગ્યે પતિ તમારી પાસે ઢગલો કર્યા કરે.

૩. પતિની જીવન આવશ્યકતાઓને પ્રેમ, કાળજી તથા તત્પરતાથી પૂરી કરતા રહેશો તો તિજોરીની ચાવીઓ આપોઆપ તમારી પાસે આવી જશે. વિશ્વાસ અને પ્રેમની મૂડી વિના કોઈ પણ સ્ત્રી ઉત્તમ પત્ની થઈ જ ન શકે.

૪. સંપત્તિના સમયમાં પતિને ઉછાંછળો થવા ન દેશો અને વિપત્તિના સમયમાં છાયાની માફક ઢાલ થઈને રહેશો.

૫. પતિના અહમ્‌ને ઠેસ વાગે તેવો વ્યવહાર ન કરશો. ટકાનો પુરુષ પણ પત્ની દ્વારા પોતાના અહમને મારેલી ઠેસને સહી શકતો નથી. પત્ની એટલે સહનશક્તિ, શાંતિ અને વિશ્રાંતિ. ગમ ખાઈને જે મેળવાશે તે ઈંટનો જવાબ પથ્થર મારીને નહી મેળવાય.

૬. પતિના વિરોધીઓ સાથે સંબંધ રાખવો નહિ. પતિના મિત્રવર્ગ સાથે પણ વહેમ કે શંકા ઉપજે તેવો સંબંધ રાખવો નહિ. મર્યાદાના કવચનું અને લક્ષ્મણરેખાનું હંમેશાં જતન કરવું.

૭. સફળ દામ્પત્યના ત્રણ આધાર છે : પ્રેમ, વિશ્વાસ અને સમજણ. આ ત્રણને ખોઈ બેસનાર દામ્પત્યને ખોઈ બેસે છે.

## વરને બે શબ્દો

૧. અગ્નિ અને વડીલોની સાક્ષીએ જે સ્ત્રીને પત્ની તરીકે સ્વીકારાઈ છે તેનો સાથ જીવનભર નિભાવશો.

૨. તલવાર કે ધનના ઢગલાથી સ્ત્રીને વશ કરી શકાતી નથી, તે તો સ્વયં પોતાની ખાનદાનીથી જ વશમાં રહે છે. તેના માટે સૌથી મોટી બક્ષિસ તમારો સાચો પ્રેમ છે. જો તે હશે તો બાકીના બધા દુઃખોને હસતા મોંએ સહન કરીને તમારી છાયા બની રહેશે.

૩. વહેમ, કાચા કાન કે ખોટા અહંકારથી પત્નીને વારંવાર રડાવનાર પુરુષ

દામ્પત્યસુખ મેળવી શકતો નથી. સ્ત્રીને સતત નિસાસા નાખતી કરીને પુરુષ પોતાના જીવનને નિસાસાથી ભરી દેતો હોય છે.

૪. પત્નીથી અસંખ્ય નાની નાની ભૂલો થવાની જ, કારણ કે તેનું સ્થાન તથા કાર્ય જ એવું છે. એવી નાની ભૂલો તરફ ક્ષમાભાવ રાખવો. જરૂર પડે તો એકાંતમાં પ્રેમથી એની ભૂલો સુધારવી, પણ સૌની વચ્ચે એને હડધૂત ન કરવી. સ્વજનનો પણ સ્વમાનભંગ થાય તો વિદ્રોહી થઈ જાય છે.

૫. પ્રૌઢ વયે થયેલાં લગ્નોનો ભૂતકાળ જોતાં જણાશે કે નાનીમોટી, જાણતાં-અજાણતાં કે ભોળપણમાં ભૂલો થવાની શક્યતા સૌના માટે હોય છે. એકાદ નાની ભૂલથી વ્યક્તિ પૂરા જીવન માટે નાલાયક થઈ જતી નથી. કેટલીક વાર તો આવી ભૂલ તેને વધુ લાયક બનાવતી હોય છે.

૬. પત્નીને ભલે ફૂલની માફક રાખો પણ તે સ્વછંદી થઈ જાય તેટલી હદે તેને છૂટ ન આપો. મર્યાદા પ્રમાણે ભલે તે મોજશોખ કરે પણ વંઠી જાય તેટલી હદે ફેશનપરસ્ત થવા દેશો નહિ. નહીં તો પત્ની તો ખોઈ બેસશો, અને કદાચ પ્રાણ પણ ખોવા પડશે.

## નવવધૂનાં માતાપિતાને

૧. કન્યાને દહેજમાં પાંચ વસ્તુઓ જરૂર આપજો :
(૧) પતિપ્રેમ (૨) ત્યાગ (૩) સહનશક્તિ (૪) સેવાવૃત્તિ (૫) વાત પચાવવાની ક્ષમતા

૨. તેનું સાચું ઘર સાસરું છે, તથા સાચો સગો તેનો પતિ છે. તેના સસરાને કે પતિને વગોવવાની, હલકા પાડવાની કે હાનિ પહોંચાડવાની વૃત્તિને પ્રોત્સાહન આપશો નહીં.

૩. દીકરીને ગરીબાઈમાં પણ હસતેમુખે સંસાર ચલાવવાની કળા શીખવજો. કદી પણ ગરીબ જમાઈની ઠેકડી ન ઉડાવશો. સુખી થવા માટે શ્રીમંતાઈ જરૂરી નથી, સંપ અને પ્રેમ જરૂરી છે.

૪. પેટ ફોડી નાંખજો પણ કદી કન્યાવિક્રય ન કરશો. જાણી કરીને કજોડું કરવું, કન્યાને ન ગમતા વર સાથે દબાણ કરીને પરણાવી દેવી, સાટાં-પેટાં કરવાં કે કન્યાની કમાણી ખાવા માટે મોટી ઉંમર સુધી તેને પતિવંચિત રાખવી તે મહા પાપ છે. આવા પાપ કરનાર માબાપ કન્યાનાં શત્રુ છે.



## વરનાં માતાપિતાને બે શબ્દો

૧. પારકા ઘેરેથી લાડકોડ ભરેલી અને સાસરે આવેલી વહુને દીકરી સમજી ઘરમાં અને કુટુંબમાં સમાવી લેજો. યાદ રાખજો એની જ કુખે તમારી વંશવૃદ્ધિ થવાની છે તથા તેના જ હાથનો રોટલો વૃદ્ધાવસ્થામાં કદાચ તમારે ખાવાનો થશે.

૨. દહેજની ઈચ્છા ના રાખશો. સ્ત્રીધનથી આજીવિકા ચલાવનારને અધમ પુરુષ કહ્યો છે, છતાં કન્યાના વડીલો તરફથી કન્યાને કંઈક આપ્યું હોય તો તે કન્યાનું છે; તે તમારું નથી તેમ માનજો. નવું નવું માગશો નહીં, અને ન મળ્યાનાં કે ઓછું મળ્યાનાં મહેણાં મારશો નહીં.

૩. સંયુક્ત કુટુંબ એ આપણો આદર્શ છે. તેને ટકાવવા તથા નિભાવવા કુટુંબના સૌ નાનામોટા સભ્યોએ સહન કરવું પડતું હોય છે. તમો ઘરનાં વડીલ છો એટલે સૌથી વધુ સહન કરીને પણ સંયુક્ત કુટુંબને સાચવજો. જો કોઈપણ ભોગે સંયુક્ત ન રહી શકાય તો હસતે મુખે જુદા થવા માંગનારને જુદા થવા દેજો.

## સમાજના નેતાઓને

૧. પોતાના સમાજના કુરિવાજો તથા કુરૂઢિઓને દૂર કરવા પ્રયત્નો કરો.

૨. સમાજમાં શિક્ષણ તથા સંસ્કાર વધે તે માટે પ્રયત્ન કરો.

૩. સમૂહલગ્નોનું આયોજન કરો તથા તમારા સમાજમાં કોઈ કન્યા કે છોકરો માત્ર ગરીબીના કારણે પરણ્યા વિના ના રહી જાય તેની ચિંતા કરો. જો આટલું ન કરી શકો, તો ઓછામાં ઓછું કોઈનું ઘર ભાંગે કે કોઈનું જીવન બગડે તેવું તો ન જ કરશો.

૪. કન્યાવિક્રય, વરવિક્રય, સાટાંપેટાં કે અન્ય કોઈ રીતે કજોડાં ન થાય તેની તકેદારી રાખજો.

૫. લગ્નની ગંભીરતા, પવિત્રતા, મક્કમતાને દૃઢ કરવા પ્રયત્નો કરો. વાતવાતમાં લગ્નો તોડી નાખવાં કે કન્યાને ત્યક્તા બનાવી મૂકવી કે સળગાવી મૂકવી જેવાં અનિષ્ટો ના થાય તેની કાળજી રાખો. તમે સમાજના કર્ણધાર છો, સમાજને સુખી બનાવવામાં તમારી શક્તિને ખર્ચીને હજારોના આશીર્વાદ મેળવો.

***ખીમજીભાઈ જીવરાજભાઈ રૂડાણી***
*એ/૩૮, સંત જલારામ સોસાયટી, વેડ રોડ,*
*પંડોળ સામે, સુરત-૩૯૫ ૦૦૪*

# લગ્ન કરી શ્વશુરગૃહે પ્રયાણ કરતી દીકરીને શીખ

**[પરિસ્થિતિ ઝડપથી બદલાઈ રહી છે. નવી પરંપરાઓ અને માન્યતાઓ આકાર પામી રહી છે. આવા બદલાતા જમાનામાં આપ આપની દીકરીને વિદાય વખતે શું શીખ આપવા માગો છો તેવી મતલબના ડૉ. મંગુભાઈએ લખેલા પત્રોના અનુસંધાનમાં જાગૃત માતાઓએ જે પ્રત્યુત્તર આપ્યા તે આભારસહ અહીં રજૂ કર્યા છે.– *જયંતીભાઈ પટેલ*]**

લગ્ન એટલે બે આત્માઓનું પવિત્ર જોડાણ. લગ્ન એ કુટુંબજીવનનો પાયો છે, તેથી લગ્ન એ બે વ્યક્તિઓનું જ મિલન નથી પણ બે કુટુંબોનું મિલન છે. લગ્ન એટલે એકબીજામાં ભળી જવું - ખોવાઈ જવું. સામેના પાત્રને સુખી કરવામાં પોતાનું સુખ સમાયું છે એમ પતિપત્ની બંનેય સમજે તો સંસારમાં સ્વર્ગ ઊતરે. દામ્પત્યજીવનના સુખનો પાયો સમર્પણમાં છે. પતિપત્ની આટલું સમજે તો સંઘર્ષને ક્યારેય જીવનમાં અવકાશ રહેતો નથી.

લગ્ન પછી, તારે શ્વશુરગૃહનાં ભિન્ન ભિન્ન સ્વભાવ, રુચિ રહેણીકરણી ધરાવતાં પાત્રો વચ્ચે જ રહેવાનું થશે. તેમને અંશતઃ પારખી લઈને તું તેમની સાથે સદ્‌ભાવપૂર્વક અંતરનો સુમેળ સાધજે. પતિને જીવનસાથી તરીકે, સાસુ-સસરાને માતાપિતા તરીકે; નણંદને બહેન તરીકે; દિયેરજેઠને ભાઈ તરીકે માનીને તેમને સૌને પ્રેમ, ત્યાગ, સમર્પણ, સેવા અને સન્માનથી જીતી લઈને શ્વશુરગૃહને પોતાનું કરી લેજે. આપણે સામા પાત્રને જેટલો પ્રેમ આપીશું તેનાથી સવાયો પ્રેમ આપણને તેના તરફથી મળવાનો જ છે એવો તું દૃઢ વિશ્વાસ રાખજે અને દૂધમાં સાકર ભળી જઈને જેવી મધુરતા આપે છે તેનાથી અધિક મધુરતા શ્વશુરગૃહનાં પાત્રો સાથે સમરસ થઈ જઈને તું સદાય રેલાવતી રહેજે.

બેટા, તું સારું ભણીગણી છે. શૈક્ષણિક ક્ષેત્રે નોકરી સ્વીકારી તું સ્વાવલંબી પણ બની છે. તારી કમાણી શ્વશુરગૃહના આર્થિક વિકાસમાં ઉપયોગી બની રહેશે એટલું જ નહિ પણ તારા શ્વશુરગૃહનાં બાળકોના શિક્ષણ અને સંસ્કાર-ઘડતરના ઉમદા કાર્યમાં તારું સદાય પ્રદાન રહેશે એવી મને શ્રદ્ધા છે. શ્વશુરગૃહનાં તમામ બાળપુષ્પોને ઉમદા સંસ્કારો આપી તું તેમને ખીલવી દેજે- મહેંકાવી દેજે.

''મારી સાસુએ મારા પર જોહુકમી કરેલી, તો હું મારી પુત્રવધૂ પર શા માટે જોહુકમી ન કરું?'' - આવી ખોટી પ્રણાલિકા અને બદલો લેવાની રસમે આજ સુધીમાં કેટલાંય ઘરોમાં કુસંપની હોળી સળગાવી છે. વહાલી દીકરી, તું એક

**'લગ્ન પહેલાં તમારી આંખો ખૂબ ઉઘાડી રાખજો, અને પછી અરધી મીંચેલી.'**



ભણેલીગણેલી, સંસ્કારી પુત્રવધૂ તરીકે તારાં સાસુબાને માતા સમાન ગણી પૂજ્યભાવે તેમની સેવા કરજે. આમ કરવાથી સાસુબા પણ તને દીકરી સમાન ગણી તારા પર વાત્સલ્ય વરસાવશે. શ્વશુરગૃહે સાસુબાનું સ્થાન ચાવીરૂપ છે એટલે એમની મીઠી નજર થતાં, કુટુંબનાં તમામ પાત્રોની તારા પર મીઠી નજર થતાં વાર નહિ લાગે.

પુરુષપ્રધાન સમાજમાં, કેટલાંક કુટુંબોમાં સ્ત્રીને શ્વશુરગૃહે અન્યાય, અનાદર અને પરતંત્રતા વેઠવાં પડતાં હોય છે. આવો કોઈક માઠો પ્રસંગ જીવનમાં ક્યારેક આવી પડે તો લાગણીઓના ધસમસતા પ્રવાહમાં ખેંચાઈ નહિ જતાં, તાત્કાલિક સહિષ્ણુતા ધારણ કરી લેવાથી મોટું જોખમ ટળી જશે. પોતાની થોડી પણ ભૂલ અનાયાસ - આકસ્મિક રીતે થઈ ગઈ હોય તો તે જ પળે તેનો સ્વીકાર કરી દિલગીરી વ્યક્ત કરજે. સામેના પાત્રને પોતાની ભૂલ સમજાય તે માટે થોડોક સમય પસાર થઈ જવા દેવો. પછીથી, યોગ્ય સમયે વિવેક, નમ્રતા અને મધુરતાપૂર્વક આપણને થયેલ અન્યાય વિશે સત્ય હકીકત પ્રગટ કરવી અને સામેના પાત્રમાં સત્ય ઝિલાય તે માટે થોડીક ધીરજ ધરવી - રાહ જોવી. સ્ત્રીહૃદયમાં પથ્થરને પીગળાવવાની શક્તિ પરમાત્માએ મૂકેલી છે એવો આત્મવિશ્વાસ રાખવો. સંઘર્ષ ડોકિયું કરતો હોય ત્યારે, આવેશમાં આવી જઈ સીધો પ્રતિકાર કરવાથી, તોડફોડ કરવાથી, તો સંસારની ગૂંચ ઊકલે નહિ, પણ ઊલટાના સંબંધોના નાજુક તાંતણા તૂટી જાય, સંસાર વેરવિખેર થઈ જાય અને જીવન કડવું ઝેર બની જાય.

ઘણી વાર નજીવી બાબતોને વધુ પડતું પ્રાધાન્ય આપવાથી, વધુ પડતા સ્વમાનના ખોટા ખ્યાલોને લીધે, લાગણીઓનાં તંતુને વધુ પડતા તંગ રાખવાથી આપણે જીવનની મુલાયમતા - કુમાશ - પ્રેમ - વાત્સલ્ય - સદ્‌ભાવ - વિશ્વાસ ગુમાવી બેસીએ છીએ અને તેને કારણે આપણા કૌટુંબિક સંબંધોમાં એકબીજા પ્રત્યેના પૂર્વગ્રહો તીક્ષ્ણ-ઝેરી કાંટાઓરૂપે આપણા માર્ગમાં ઊગી નીકળતા હોય છે. આવી વિષમ પરિસ્થિતિ સર્જાતી અટકાવવા માટે આપણે આપણા મનને સાત્ત્વિકતાથી ભરી દેવું પડશે, ક્ષમા અને ઉદારતા દાખવવા તત્પરતા બતાવવી પડશે, જીવમાત્રમાં ઈશ્વરનું દર્શન કરતા થવું પડશે. 'સીયારામમય સબ જગ જાની, કરઉં પ્રનામ જોરી જુગ પાની'' - સંત તુલસીદાસજીની આ ચોપાઈને આત્મસાત્ કરવી પડશે. આટલું કરીશું તો આપણા દામ્પત્યજીવન - કુટુંબજીવન - સમાજજીવનમાંથી ઘણોબધો મિથ્યા સંઘર્ષ ટાળી શકીશું અને પરિણામે આપણું સાંસારિક જીવન પ્રેમસભર, હરિયાળું અને કિલ્લોલતું બની રહેશે.

**બે પરિણીત સ્ત્રી-પુરુષનું એકબીજા પ્રત્યેનું ઋણ એટલું ગંજાવર હોય છે કે અનંતકાળ લગી એ કરજ ચૂકવતાં રહેવું પડે.**

વહાલસોયી દીકરી, તને પિયરવાસ દરમિયાન ઘરમાંથી, સામાજિક સંબંધોમાંથી, શાળા-કૉલેજમાંથી, પૂ. આચાર્યો પાસેથી જે સંસ્કાર મળ્યા છે તેની કસોટી શ્વશુરગૃહે થશે. એ કસોટીમાંથી તું પાર ઊતરીશ અને તારા શ્વશુરગૃહને ઉમદા સંસ્કારોથી તું સુવાસિત કરી દઈશ એ વિશે મને પૂર્ણ વિશ્વાસ છે.

આજ સુધી સાસુઓએ પુત્રવધૂઓને કરેલા અન્યાયના વળતા જવાબરૂપે બદલો લેવાની કુમતિથી પુત્રવધૂઓ સાસુઓને અન્યાય ન કરે એવા સંસ્કારો કન્યાઓમાં નાખવા જરૂરી છે. એકવીસમી સદી સમાજને ખોટા માર્ગે ન ખેંચી જાય તે માટે સાસુઓ, પુત્રવધૂઓ અને સમગ્ર સમાજ સાવધ રહે. સંસારમાં સાચી સંવાદિતા ઊભી કરી, એકવીસમી સદીમાં સંસારવાટિકાને પ્રેમવાટિકામાં રૂપાંતરિત કરવાની આપણી આરજૂ છે.

મને એવી આશા છે કે, પુરુષપ્રધાન સમાજ હવે સમયને પારખીને, સમાજની સંવાદિતા અને સુખને કેન્દ્રમાં રાખીને કરવટ બદલશે અને એકવીસમી સદીમાં સ્ત્રીઓને અન્યાય સામે ઝઝૂમવું ન પડે એવી પરિસ્થિતિ સામે ચાલીને સર્જવાનું ઔદાર્ય અને સમજ દાખવશે જ.

બેટા, તારું દામ્પત્યજીવન અમૃતભર્યું બની રહો એવી મારી પરમાત્માને પ્રાર્થના.

*તારી વત્સલ માતાના આશિષ*

***લલિતાબહેન પ્રભાતકુમાર દેસાઈ***

*ઉપપ્રમુખ, ધરતી મહિલા જાગૃતિ મંડળ*

□

બેટા,

‘પરણવું એટલે પ્રભુતામાં પગલાં પાડવાં, પરંતુ એ પ્રભુતા પ્રાપ્ત કરવી એ જીવનનું એક ભગીરથ કાર્ય છે. દીકરી વીસ વર્ષ સુધી તારું હૃદયના ટુકડાની જેમ જતન કર્યું છે, અંતરનાં અમી પાઈ તને ઉછેરી છે, આજે તને શ્વશુરગૃહે વિદાય કરતાં હૃદયની ધીરજ અને હિંમત બંને ખૂટી જાય છે. છતાં, બેટા, સમાજે નિર્માણ કરેલ આ ક્રમને સ્વીકાર્યા વિના છૂટકો નથી.

માબાપને દીકરી ગમે તેટલી વહાલી હોય, પણ એ જીવનભર તેનું જતન કરી શકવાનાં નથી. યૌવનના ઊંબરે પગ માંડતી દીકરી તને પણ કોઈના પ્રેમની, હૂંફની ઝંખના જાગે તે સ્વાભાવિક છે અને એટલે જ શકુંતલા માટે કણ્વઋષિએ પણ ઈચ્છ્યું હતું કે પુત્રી એ પારકું ધન છે અને તેને યોગ્ય પાત્રને સોંપું પછી જ મને શાંતિ મળશે... એ જ રીતે દીકરી... તેં શોધેલા યોગ્ય પાત્રના હાથમાં આજે તારો હાથ સોંપતાં હું આનંદ સાથે વિયોગના દુઃખની મિશ્રિત લાગણી અનુભવું



છું. પરંતુ આજના તારા જીવનના આ ધન્ય દિવસે બેટા! તારી માના અંતરના એ જ આશિષ છે કે તારા શ્વશુરગૃહે તું લક્ષ્મી થઈને વિરાજજે. લક્ષ્મી એટલે સુખ, સંપત્તિ અને સમૃદ્ધિની દેવી. તારા શ્વશુરગૃહે તું પણ આખા કુટુંબની સૂત્રધાર બની રહેજે. આ સિદ્ધિ હાંસલ કરવા તારે શરૂઆતમાં તારા અહમ્‌ને દાબવો પડશે, અહમ્‌ને ભૂલી જવો પડશે – પણ તેનાથી તું મૂંઝાઈશ નહીં. એ તો શરૂઆતનાં થોડાં વર્ષો માટે જ છે.

એક વખત સાસરિયાનો વિશ્વાસ સંપાદન કર્યા પછી સૌની સૂત્રધાર તું જ બની રહેશે તેમાં કોઈ શંકા નથી. તને ખબર છે દીકરા? દુનિયામાં માન આપો છો તેનાથી અધિકગણું માન તમને મળે છે. ‘નમે એ સૌને ગમે’ અને આમેય સિદ્ધિ હાંસલ કરવી હોય તો તપ અને ત્યાગ વિના તો શક્ય જ બને ને?... અને એટલે જ બેટા તારા શ્વશુરગૃહે તું દૂધમાં સાકર ભળે તેમ ભળી જજે અને બે કુટુંબોની કડી થઈને રહેજે. એ ઘરની તું કુળવધૂ તો થશે જ પણ સાથે સાથે એ કુટુંબની દીકરી બની રહેજે. સૌના હૃદયનો વિસામો બની રહીશ, ત્યારે જ તને જરૂર સમજાશે કે માની એ શીખ સાચી હતી કે સુખ આપવામાં જ સાચું સુખ મળી રહે છે. ને તારું એ સાચું સુખ એ જ મારા જીવનની અગ્રિમ ઈચ્છા છે. તારું સુખ એ અમારું સુખ છે. દીકરા! જીવન તરફ સદાય Positive attitude રાખી જીવી જાણજે, તારા જીવતરને ઉજાળજે. મારા અંતરના તને આ જ આશિષ છે.

*– ડૉ. ઉર્મિલા શાહ*

**અધ્યાપિકા, માનસશાસ્ત્રવિભાગ**

**સહનિયામક, શારદામંદિર**

□

આજના જમાનામાં સ્ત્રી આર્થિક-સામાજિક સમાનતા અને સ્વાતંત્ર્ય માટે જ જાગ્રત નથી બની, પરંતુ માનસિક સ્તરે પણ એક મૂઠ ઊંચી સાબિત થતી આવી છે. કુદરતે આપેલી નાજુક શરીરરચના છતાં મનની અદ્‌ભુત શક્તિ તથા તેને સંપૂર્ણ સ્વસ્થ અને સજ્જ રાખવાના તેના પ્રયત્નો જગજાહેર છે.

આ દિવસોમાં – આવા કાળે મારી દીકરી શ્વશુરગૃહે જાય (જોકે આજ પહેલાં બે મોકલી છે) ત્યારે તેને એટલું જ કહેવાનું કે,

વિવેકની અને વિનયની એક મર્યાદા હોય છે તેની અતિસૂક્ષ્મ રેખાને બરાબર સમજીને, વડીલની અદબ રાખીને તથા બીમારોની યોગ્ય શુશ્રૂષા કરીને સમગ્ર પરિવારનો, પ્રિયજનોનો અને પાડોશીઓનો સ્નેહ સંપાદન કરજે.

તેમ છતાં 'સ્વ'નું ગૌરવ અને માન જાળવીને સંયમિત ભાષામાં અને ઔચિત્યપૂર્ણ આચરણથી સર્વ કોઈના અંધવિશ્વાસ, જૂઠી માન્યતા અને ખોટી મોટાઈના મોહમાં દેવાદાર બનવાની મનોભાવનાનો સતત-સચોટ વિરોધ કરજે.

પુરુષપ્રધાન સમાજમાં સ્ત્રીનું સ્થાન સમગ્ર વિશ્વમાં થોડું નીચું ગણ્યું છે અને પ્રત્યેક સમાજે તેમ કર્યું પણ છે.

તેમ છતાં આર્ય સંસ્કૃતિના મૂળ પાયામાં, અરે છેક દેવોના યુગમાં પણ 'શક્તિરૂપ'નું એક અનોખું સ્થાન છે. તું તેવી શક્તિ થજે. સૌથી ઉપર. સ્ત્રી સદા 'મા' છે.

પ્રેમ પણ આપે અને કડવી દવાના સ્વરૂપે શરીરના રોગો દૂર કરે. સ્વઆચરણ અને શિખામણોથી ઊર્વને ઊર્વમુખી કરી શકે.

અસ્તુ.

– *ઈલાક્ષી ત્રિવેદી*
*સિન્ડિકેટ વિભાગ, ગુ. યુનિ.*

☐

અત્યારની પરિસ્થિતિ જોતાં મને લાગે છે કે શ્વશુરગૃહે જતી પુત્રીને શિખામણ આપવાને બદલે હું ચોક્કસ પ્રકારનું ઘડતર કરવાનું વધારે પસંદ કરું છું. એને જે જાતનું વર્તન કરવાની જરૂર છે તે માત્ર શિખામણથી નહીં પણ અત્યાર સુધી તેનું ઘડતર કઈ રીતે થયું છે તેના પર આધાર રાખે છે. કારણ કે જીવનમાં શબ્દો કરતાં અનુભવશ્રેણી અને અનુભવનો અર્થ કરવાની રીતનું મહત્ત્વ વધારે છે.

આમ છતાં શબ્દોમાં તો હું આ પ્રમાણે કહેવાનું પસંદ કરીશ :

'શ્વશુરગૃહે જઈ તું ક્યારેય બીજાનું શોષણ ન કરીશ અને અન્યના શોષણનો ભોગ પણ ન બનીશ. આવી પરિસ્થિતિ ઊભી થાય ત્યારે સંઘર્ષનો સામનો નમ્રતાથી અને મક્કમતાથી કરજે. દબાઈને જીવવું તે શ્વશુરપક્ષના લોકોને અન્યાય કરવા જેવું છે. એમનામાંની એક થઈને રહેવા માટે એ જરૂરી છે કે તું તારી જાતને પણ ન્યાય આપજે. જે પોતાને ન્યાય નથી આપી શકતા તે બીજાને પણ નથી આપી શકતા. પરમાર્થી થવાનો એ જ સાચો રસ્તો છે. તારી જાતને ન્યાય આપી શકીશ તો જ તારા પતિને અને તારાં સંતાનોને પણ ન્યાય આપી શકીશ.''

મારી સમજ પ્રમાણે આવતી પેઢીને આવી દંભરહિત અને વાસ્તવિક શિખામણોની જરૂર છે.

– *ડૉ. પ્રતીક્ષા રાવલ*
*રીડર, મનોવિજ્ઞાન ભવન, ગુ. યુનિ. અમદાવાદ*

☐



વીસમી સદીમાં દીકરીને લગ્ન કરી શ્વશુરગૃહે પ્રયાણ કરતાં હું નીચે પ્રમાણે શિખામણ આપું.

દીકરી, અત્યારની કન્યાઓ સ્વતંત્રતામાં માને છે. તું સ્વતંત્ર વિચારની જરૂર બને, પરંતુ સ્વચ્છંદી અને સ્વાર્થી ન બની જાય તે હંમેશાં ધ્યાનમાં રાખજે. તું ઘરનાં બધાંની ગુલામ બનીને રહે તેમ હું ઇચ્છતી નથી, પરંતુ ઘરનાં દરેક સભ્યને પ્રેમ, સેવા અને લાગણીથી જીતી લેતાં શીખજે. ઘરમાં કોઈની સાથે કોઈ પણ બાબતમાં વાદવિવાદમાં ન ઊતરતાં જે સત્ય હોય તે શાંતિથી સમજણપૂર્વક સમજાવવા પ્રયત્ન કરજે. તું જરૂર બધાંનો પ્રેમ જીતી શકીશ.

પતિ સાથે ખૂબ જ પ્રેમથી વર્તજે. તેની સાથે જરા પણ ઘર્ષણમાં ઊતરીશ નહિ. પતિ તારા કરતાં ચડિયાતો હોય કે ઊતરતો હોય, તોપણ તેનું કોઈ દિવસ સ્વમાન ન હણાય તેનું હંમેશાં ધ્યાન રાખજે. અત્યારનો યુગ સમાનતાનો છે, પરંતુ પતિ સાથે સંઘર્ષથી સમાન થઈ શકાતું નથી. તેની સાથે કદમેકદમ મિલાવી કામ કરવાથી, તેના દરેક કાર્યમાં સહકાર આપવાથી અને તેની પ્રેરણામૂર્તિ બનવાથી સમાન બની શકાય છે.

ઘરની આવક પ્રમાણે હંમેશાં ખર્ચ કરજે. દેખાદેખી અને વધારે પડતી ખરીદી ઘરને પાયમાલ કરે છે. સ્ત્રી કપડાં, દાગીના કે ટાપટીપથી શોભતી નથી. તે શોભે છે સેવા, સંસ્કાર, ત્યાગ, મર્યાદા વગેરે ગુણોથી.

આટલી શિખામણ હંમેશાં યાદ રાખીશ તો, દીકરી, તું જરૂર સુખી થઈશ.

*લિ.*

***હંસાના સપ્રેમ વંદન***
*મુંબઈ, સામાજિક કાર્યકર*

☐

આધુનિક સમયમાં મારી દીકરીને સાસરે મોકલતી વખતે શિખામણરૂપે મેં મારી દીકરીને બે બોલ સમજાવ્યા હતા કે, બેટા, તારું કુળ દીપાવજે કે જેથી અમારા કુળની શોભામાં વધારો થાય. દીકરી બે કુળને તારે છે. દીકરી તું ભણેલી-ગણેલી છે તેથી તારા વિચાર ઊંચા રાખજે. તું ઘરનાં વડીલો સાથે. સગાંસંબંધીઓ સાથે અને આવનાર નવી પેઢીને પણ પ્રેમથી વર્તી અમને જીતી લેવાનું શીખજે. ઘરમાં પણ નાનામોટાની બને તેટલી સેવા, પ્રેમ અને સહકારથી કરજે, નહિ કે ગુલામીથી. પતિપત્ની બંને એકબીજાની વચ્ચે પરસ્પર સહકારની, સમજની અને ત્યાગની ભાવના રાખજો, તેમાં જ સંસારસુખની ચાવી છે. જેમ દૂધમાં સાકર ભળી જાય છે તેમ

તારા સાસરિયામાં ભળી જજે. પતિ સાથે કદમ મિલાવી દરેક કામમાં સહકારથી પ્રેમ જીતી લેજે.

આજની અસહ્ય મોંઘવારીમાં ઘરની આવક પ્રમાણે ખર્ચ કરવો, નહિ કે દેખાદેખીથી. ચાદર પ્રમાણે સોડ તાણવી. ઓછા ખર્ચમાં ઘર ચલાવી જાણે તે સાચી ગૃહિણી. જો ભણતર હોય પણ ગણતર ન હોય તો સંસારમાં દુઃખી થઈ જવાય છે. તમારા ભણતરનો લાભ આજુબાજુનાં બાળકોને આપશો. બાળક સમાજનો પ્રાણવાયુ છે. તેમના દ્વારા જ દેશની ઉન્નતિ થઈ શકે. બાળઉછેરની બેદરકારી સમાજના પાયાઓને 'ઊધઈ'ની જેમ કોરી ખાશે, માટે તેમાં બેપરવાઈ બતાવતી નહિ.

એક માતા સો શિક્ષકની ગરજ સારે છે તે તો આપ જાણો છો. બુદ્ધ ભગવાને 'મધ્યમમાર્ગ'ની વાત કરેલી છે, એટલે સંસારમાં પણ તું 'મધ્યમાર્ગી' બનજે. તું સ્વમાની તો છે જ, પણ તે સ્વમાન અભિમાનમાં ન પરિણામે તેની કાળજી રાખજે. બાળકોને નાનપણથી નીતિશાસ્ત્રનું જ્ઞાન આપી સંસ્કારનું માર્ગદર્શન આપજે. બુદ્ધ ભગવાને સાચું કહ્યું છે કે, 'ઘરની આગ બહાર લઈ જશો નહિ અને બહારની આગ ઘરમાં લાવશો નહિ. તમારું જીવન હળથી પડતા ચાસ જેવું સીધું રાખશો.'

આજની અસહ્ય મોંઘવારીમાં અન્નનો બગાડ ટાળશો. સર્વ પ્રત્યે દયાળુ અને માયાળુ બનજો. નાનામાં નાના માણસને પણ માનથી બોલાવજો. માન આપી માન મેળવજો.

એક રીતે સ્ત્રીની ઉન્નતિ એ તો જન્મસિદ્ધ હક્ક પણ છે. સૈકાઓ સુધી એ હક્ક દબાઈ રહે તોપણ, છેવટે તો પોતાની મેળે સિદ્ધ થશે જ અને થવો જોઈએ જ. એ હક્ક ટૂંકમાં એટલો જ કે પોતાનું સ્ત્રીત્વ સ્વમાન સાથે મનુષ્ય જાતિના વિકાસ અર્થે અર્પે.

તારું સુખ તારા હાથમાં છે. કોઈ સ્ત્રીનું દુઃખ સાંભળવામાં પાછી પાની કરતી નહિ અને તેને યોગ્ય માર્ગદર્શન આપજે. વણમાગી સલાહ કોઈને આપીશ નહિ.

*લિ. તારી માતાના શુભ આશિષ*

***શ્રીમતી પાર્વતી એમ. પટેલ***

*મંત્રી, ધરતી મહિલા વિકાસ મંડળ*

□

''હમ લોગ અપને પુરાને સંસ્કારોં ઔર વાતાવરણ મેં ઈસ કદર બંધે હૈ કિ ઉસે આસાની સે છોડ પા નહીં રહે હૈ. આજ ભી હમ આપની બેટિયાં કો શિક્ષા દેતે હૈ કિ, - બેટી, અપને સાસુ-સસુર કી સેવા કરના, ઉનકી આજ્ઞા કી અવહેલના મત કરના... આદિ... આદિ... ઐસી સીખ કા નતીજા યહ હોતા હૈ



કિ હમારી બેટિયાં સસુરાલ મેં રહ કર ચૂપચાપ અત્યાચાર સહતી હૈ. બદલતે હુએ સામાજિક માહોલ મેં હમેં અપને વિચારોં કો બદલના હોગા. સસુરાલ જાતે વક્ત મૈં તો અપની બેટી કો યહી સીખ દેના ચાહૂંગી કિ સાસસસુર, જેઠજેઠાણી, નનદદેવર, સબ કો માન-સન્માન દેના. લેકિન યદિ કોઈ અત્યાચાર પર અડા સા હો તો ઉસ કે સામને ઘૂટને મત ટેકના. પારિવારિક સુખ હિત કી દૃષ્ટિ સે જો સમજો તે ઉચિત હો ઉન્હે કરના, લેકિન કોઈ ઐસા સમજોતા મત કરના કિ અપને વ્યક્તિત્વ કિ હત્યા હો જાય.

***– જયા સીતારમન***

*સમાજ-સેવિકા, દિલ્હી*

□

ચિ. બહેન દીપા,

આપણા સંબંધો માદીકરીના હોવા છતાં સારા મિત્રો જેવા છે. તને સલાહ આપતાં પહેલાં મારે કબૂલ કરવું જોઈએ કે અનેક બાબતોમાં મેં તારી સલાહ લીધી છે અને માની પણ છે. તેં મારા ઉપરાંત આપણા કુટુંબની બીજી સ્ત્રીઓના જીવનમાંથી પણ ભાથું મેળવ્યું છે. તને કારકિર્દી, ગૃહિણી અને બંનેની જવાબદારી અદા કરવાની પદ્ધતિમાં શું ફેરફાર છે તેનો ખ્યાલ છે. આમ છતાં, તને યોગ્ય લાગે તો મારાં થોડાં સૂચનો ઉપર વિચાર કરજે.

તું જ્યારે જીવનના બીજા અને મહત્ત્વના તબક્કામાં પ્રવેશે છે ત્યારે, મારી તને સલાહ છે કે દૂધમાં સાકર ભળે તેમ તું તારા સાસરી પક્ષમાં ભળી જજે. બંને કુટુંબોની રહેણીકરણીમાં ફેરફાર હોય ત્યારે તને જે રીતરસમ અનુકૂળ લાગે તેને સમય અને સંજોગો પ્રમાણે અપનાવજે. કોઈ પણ સંજોગોમાં તારું સત્ત્વ ગુમાવીશ નહિ. તેમ છતાં અહમ્ કે ખોટા મમત્વ દ્વારા તું જે કહે તે સાચું તેવું કરવા પ્રયત્ન કરીશ નહિ.

જીવનમાં ઘણી વાર બાંધછોડ કરવાનો વારો આવે ત્યારે સમજશક્તિ અને અનુકૂલનની ભાવના કેળવજે. જીવન એકબીજાની સાથે રહીને જીવવાનું હોય છે. સ્ત્રીનું દીકરી, બહેન, પત્ની, માતા, વહુ તથા સાસુ, નણંદ, દેરાણી, જેઠાણી વગેરે એકેએક (Role) કાર્ય આગવી ફરજો અને સ્થાન ધરાવે છે. આની સાથે જ એક શિક્ષિત સ્ત્રી પોતાના શિક્ષણનો ઉપયોગ કરે છે અને નોકરી કરે છે ત્યારે કારકિર્દી અને નોકરી બંને જીવનનાં અગત્યના પાસાં બની જાય છે. પોતાના દિવસના મુખ્ય કલાકો નોકરીમાં ફરજ અદા કરીને ગાળવાના હોય છે. આવા સમયે દરેક ફરજને તેની જરૂરિયાત પ્રમાણે પ્રાધાન્ય આપવું પડે છે. જોકે આયોજન અને વ્યવસ્થિત જીવન દરેક ક્ષેત્રને માટે સમય અને શક્તિ બક્ષે છે.

આ મારા વિચારો છે. આપણા બંને વચ્ચે ઉંમરના તફાવતને કારણે (Cultural gap અથવા તો) દૃષ્ટિબિંદુનો ફરક તો રહેવાનો જ. દરેક વ્યક્તિ પોતાના નિર્ણયો જાતે જ લઈ શકે છે. મારા મતે તારામાં એટલી પાકટતા (પુખ્તતા) છે. આ સાથે તારી મહત્ત્વાકાંક્ષાઓ અને અનેકવિધ પ્રવૃત્તિઓ છતાં તારો રસોઈમાં અને ઘરકામમાં અનેરો ઉત્સાહ જો વ્યવસ્થિત આયોજનપૂર્વકનો હશે તો ખરેખર તું સારી સફળતા પ્રાપ્ત કરીશ. તને જીવનના દરેક સ્તરે ઉત્તરોત્તર પ્રગતિ પ્રાપ્ત કરીને સુખી સંતોષી જીવન બક્ષવા માટે ઈશ્વરને પ્રાર્થના કરતી...

*તારી માતાના આશિષ*
***ડૉ. જયશ્રી બી. ઠાકોર***
*અધ્યાપિકા, લૅબર વેલ્ફેર વિભાગ, ગુ. યુનિ. અમદાવાદ*

□

# વસમી વિદાય

પથ્થર હૃદયને પણ પીગળાવી દે એવું કન્યાવિદાયનું દૃશ્ય કોનાથી અજાણ છે? શકુંતલાને વિદાય આપતાં કણ્વઋષિની આંખો ભીની થઈ હતી પછી આપણું શું ગજું?

દાદાના આંગણે રે, લિંબુ લચકા ને લોળ
દાદા વળાવા નિસર્યા રે, આવ્યા ગાઉ બેચાર રે,
વળો, વળો, દાદા, પાછેરા રે, અમને દીધાં પરદેશ રે.
અમે વળીશું પાછેરા રે, તમે કેમ કરીને રહેશો?
હૈયાં કરીશું કાઠાં લોઢાનાં રે, મનડાં વાળીને રહીશું.

× × ×

કંકુડા અજવાળો હો દીકરી
દાદાના ખોળા મેલો હો દીકરી
સસરાના ખોળા લેજો રે દીકરી...કંકુડા...
(માતા, કાકા, માતા વગેરેથી વાત જોડવી)

× × ×



કાળી રે કોયલડી, તમે વનવગડે કેમ રહેશો રે?
મેડીએ બેઠા હાર પરોવીશું, વીરા વાટ જોઈશું રે.
ઘોડીલાની પણઝી વાગી રે, શૈલેષભાઈ આવ્યા રે,
હાથીડાનો ડંકો વાગ્યો, વિવેકભાઈ આવ્યા રે.

× × ×

દાદાને આંગણે આંબલો, ઘોર ગંભીર જો!
એક પાન તે મેં ચૂંટિયું, દાદા, દેજો ના ગાળ જો!
અમે તે લીલા વનની ચરકલડી, ઊડી જાશું પરદેશ જો!
આજ રે દાદાના દેશમાં, તો કાલે પરદેશ જો!
દાદાના વહાલા દીકરા, અમને દીધાં પરદેશ જો!

■ ■ ■

પી કે ઘર આજ પ્યારી દુલ્હનિયા ચલી,
રોએ માતાપિતા ઉનકી દુનિયા ચલી...
ભૈયા બાબાને સુખ મોહે સારે દિયે,
મોરે ગૌન મેં ચાંદ ઔર તારે દિયે,
સાથ લેકે મૈં સાચ ગગનવા ચલી,
પીયા કે ઘર આજ પ્યારી દુલ્હનિયા ચલી.

**– શકીલ બદાયૂની**

## પ્રેરક વાણી

- ઘણા માણસો સલાહ લે છે, પણ માત્ર સુજ્ઞજનો જ એનો લાભ ઉઠાવે છે. **- સાયરસ**
- સમાજસ્થિરતા, માનવજીવનનું પાવિત્ર્ય અને મનુષ્યની નીતિમત્તાનો આધારસ્તંભ સ્ત્રી માતા છે. સ્ત્રીઓ પારાવાર સંકટો સામે ઝઝૂમે છે. કષ્ટો અને યાતનાઓ વેઠે છે. એ સંતપ્ત જગતને શાતા દેનારી છે, જગદંબા છે. **સર્વપલ્લી રાધાકૃષ્ણન** (પૂર્વ રાષ્ટ્રપતિ ભારત)
- મહાનતાની બે સીડી છે : કડવી વાતનો મીઠો ઉત્તર આપવો અને ક્રોધ વખતે મૌન રહેવું.
- સ્ત્રી એ પુરુષનો પોશાક છે અને પુરુષ એ સ્ત્રીનો શણગાર છે. **- મિલ્ટન**
- દરેક સ્ત્રીના મનમાં એવી ઈચ્છા હોય છે કે પતિ તન, મન અને ધનથી પોતાનો બની રહે. **- પ્રેમચંદજી**
- સ્ત્રીનું મન એટલે સુંદર ફળદ્રુપ જમીન! સંભાળપૂર્વક એક વાર એમાં આદરનાં મૂળિયાં ફૂટે એટલે જોતજોતામાં તો ઘટાદાર વૃક્ષ બની પ્રેમનાં ફળ આપવા માંડે! **- એમર્સન**
- જે ઘરમાં સુલક્ષણી અને સદ્ગુણી સ્ત્રીનો વાસ હોય ત્યાં દેવતાઓ વાસ કરીને શુભઆશિષો પાઠવે છે. **- મદનમોહન માલવિયા**
- જ્યાં સ્ત્રીઓનું સન્માન થાય છે ત્યાં દેવો પ્રસન્ન થાય છે. **- મનુ**
- સ્ત્રી યુવાવસ્થામાં ગૃહલક્ષ્મી, પ્રૌઢાવસ્થામાં જીવનસંગિની અને વૃદ્ધાવસ્થામાં પરિચારિકા હોય છે. **- બેકન**
- સ્ત્રીઓનું સન્માન કરો. તે આપણા પાર્થિવ જીવનને સ્વર્ગીય ફૂલોથી સુગંધિત અને સુંદર બનાવે છે. **- શિબિર**
- જ્યારે સ્ત્રીઓનું હૃદય પવિત્રાનો સાર બની જાય છે, ત્યારે જગતમાં એનાથી વધુ કોમળ કોઈ વસ્તુ હોતી નથી. **- લ્યૂથર**
- પ્રેમ કેવી રીતે કરવામાં આવે છે તે ફક્ત સ્ત્રીઓ જ જાણે છે. **- મોપાસા**

## પ્રેરક વાણી

- સ્ત્રીપુરુષની સહભાગી, તેના ધર્મની રક્ષક, તેની ગૃહલક્ષ્મી તથા તેને દેવત્વ સુધી પહોંચાડનારી સાધિકા છે. **- ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન**
- સ્ત્રીની આંખોમાં કાનૂન કરતાં પણ વધારે શક્તિ હોય છે, તેનાં આંસુ કોઈ પણ તર્ક કરતાં વધારે પ્રભાવશાળી હોય છે. **- શૈવીલી**
- જેમ કાંટાળી ડાળને ફૂલો સુંદર બનાવી શકે છે તેમ, સુશીલ સ્ત્રી ગરીબ માણસના ઘરને સુંદર અને સ્વર્ગસમું બનાવી શકે છે. **- યોગવાશિષ્ઠ**
- સ્ત્રી બધું જ કરી શકે છે પણ પોતાની ઈચ્છા વિરુદ્ધ પ્યાર કરી શકતી નથી. **- સુદર્શન**
- સ્ત્રી, સ્નેહ અને સરળતા એ એક જ વસ્તુનાં વિવિધ નામો છે. **- રૂસો**
- સુયોગ્ય પત્ની પરિવારની શોભા અને ગૃહની લક્ષ્મી છે. – મનુ ભગવાન
- માતાનું હૃદય બાળકની પાઠશાળા છે. **- બીઅર**
- માની મમતાનું એક બિંદુ અમૃતના સમુદ્ર કરતાં વધારે મીઠું છે. **-રવિશંકર પ્રસાદ**
- બાળકના અંતઃકરણમાં ને અધર પર રમતા પ્રભુનું બીજું નામ 'મા' છે. **- મહર્ષિ અરવિંદ**
- પોતે સર્જેલી સૃષ્ટિમાં દરેક ઠેકાણે પહોંચી વળવાનું ઈશ્વર માટે અશક્ય થયું એટલે તેણે 'મા'નું સર્જન કર્યું. **- એડિશન**
- સ્ત્રી મોટામાં મોટુ દુઃખ પણ હોઠો પર સ્મિત સાથે સહી લે છે. **- જયશંકરપ્રસાદ**
- માતાના હાથનો સ્પર્શ તરસ્યા માટે જલધારા સમાન હોય છે **- પંચતંત્ર**
- સાચું સ્વર્ગ માતાના ચરણોમાં છે. **- મનુ અને કુરાન**
- માતૃપ્રેમ ભાઈબહેનોને એક કરવા માટેની શક્તિ છે **- વિનોબા ભાવે**

# લેખક પરિચય

ડૉ. મંગુભાઈ રા. પટેલનો જન્મ મહેસાણા જિલ્લાના 'Town of Victory' તરીકે પ્રસિદ્ધ એવા કંબોઈ ગામમાં ૧૯૩૭માં થયો હતો.

માતા શિવકોરબા અને પિતા રામદાસના સંસ્કાર પામી સર્વવિદ્યાલય, કડીમાં માધ્યમિક શિક્ષણ મેળવી ગુજરાત યુનિવર્સિટીમાં એમ.એ.માં ઇતિહાસ વિષયમાં દ્વિતીય વર્ગ સાથે પ્રથમ સ્થાન મેળવ્યું. ગૂજરાત વિદ્યાપીઠમાં અધ્યાપક તરીકે જોડાયા. ત્યારબાદ એલ. એચ. આટ્‌ર્સ કૉલેજ - માણસા તથા સ્વામિનારાયણ અને વિવેકાનંદ કૉલેજોમાં સેવાઓ આપી હતી. ગુજરાત યુનિવર્સિટીમાંથી ઇતિહાસના રીડર તરીકે નિવૃત્ત થયા.

યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ તરફથી ડૉ. પટેલનાં 'ભારતના સ્વાતંત્ર્યસંગ્રામો અને તેના ઘડવૈયા', 'ફ્રેન્ચ ક્રાંતિ અને નેપોલિયન', 'આંતરરાષ્ટ્રીય સબંધો' ભાગ-૨, 'સરમુખત્યારશાહી, નાઝીવાદ-ફાસીવાદ' તથા ગુજરાત યુનિવર્સિટી દ્વારા 'વિશ્વક્રાંતિઓ અને રાષ્ટ્રીય આંદોલન', 'બહેચરદાસ લશ્કરી - ઔદ્યોગિક અને સામાજિક નેતા' વગેરે પુસ્તકો પ્રગટ થયાં છે. ઉપરાંત, 'મેડમ કામા', 'કુલમી ક્ષત્રિય પાટીદારોં કા ઇતિહાસ', 'પાટીદાર ગૌરવગાથા', 'યુગપુરુષ સરદાર પટેલ', 'કર્મયોગી દાસકાકા', 'સાત પગલાં સાથે', 'ઉમાદેશ', 'પાટીદાર', 'પાટીદાર પ્રગતિ... અને પરિવર્તન', 'બાંધ્યા વિવાહ - એક વિવાદ' વગેરે પુસ્તકો પ્રગટ થયાં છે.

વિવિધ સામયિકોમાં ઇતિહાસને લગતા એમના ઘણા શોધલેખો પ્રગટ થયા છે. અનેક પરિષદોમાં તેમણે શોધનિબંધો રજૂ કર્યા છે.

તેઓ ગુજરાત યુનિવર્સિટીની સિન્ડિકેટ, સેનેટ અને વિવિધ સમિતિઓના સભ્ય રહી ચૂક્યા છે. તેમના માર્ગદર્શન નીચે દશ પીએચ.ડી. અને ચૌદ એમ.ફિલ.ના સંશોધકોએ પદવી મેળવી છે.

અખિલ ભારતીય કૂર્મિ ક્ષત્રિય સંગઠનના સચિવ તરીકે, ને અખિલ ભારતીય પાટીદાર સમાજ સંગઠન (મ.પ્ર.)ના સહસંયોજક તરીકે સેવાઓ આપેલી છે.

ગુજરાતી રંગભૂમિમાં તેમનું અનોખું પ્રદાન છે. તેઓએ ગુજરાત રાજ્યની ગુજરાત રાજ્ય સંગીત-નૃત્ય-નાટ્ય અકાદમી, દફતરભંડાર, કલાકાર આર્થિક સહાય સમિતિ, સંગ્રહાલય સમિતિ, પુરાતત્ત્વ ખાતું વગેરેમાં સક્રિય સભ્ય તરીકે સેવાઓ આપી હતી અને આપી રહ્યા છે.

ગુજરાતી સાહિત્ય અકાદમીના આમંત્રણથી ૧૯૯૪માં યુ.કે. ખાતે જઈ વિવિધ વિષયો પર વ્યાખ્યાનો આપ્યાં હતાં અને ભારે લોકચાહના પ્રાપ્ત કરી હતી.

હાલ તેઓ 'ઉમિયાદર્શન' સામયિકનું તંત્રીપદ શોભાવી રહ્યાં છે.


સંપર્ક : **ડૉ. મંગુભાઈ પટેલ**
૪૩૨/બી, મંથન ટ્વીન્સ,
આલય અને તન્મય ફ્લેટની બાજુમાં,
જજીજ બંગ્લોઝ રોડ, બોડકદેવ,
અમદાવાદ-૫૪, ફોન : ૨૬૮૪૧૪૪૦

જયંતીભાઈ પટેલ
(તંત્રી, ઉમિયાદર્શન)